શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળા નંબર ૪૨

શ્રી

# સિદ્ધચક્ર મહાત્મ્ય.




યોજક

મુનિ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

પ્રકાશક
માણેકલાલ અમરતલાલ
ગજરાવાળા
માંડવીની પોળ મહાજનવાડો
અમદાવાદ

પ્રાપ્તિસ્થાન
મગનલાલ નરસીદાસ
બ્હોરા
જૈન સોસાયટી બ નં ૧૫
એલીસબ્રીજ, અમદાવાદ

આ ભાગ શ્રી સિદ્ધચક્ર આરાધન વિધિવાળી બુકમાંથી
જુદો પાડવામાં આવ્યો છે

નકલ ૫૦૦ ] [ સંવત ૨૦૦૧

કિંમત રૂા ૦-૮-૦

અમદાવાદ
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ સુરેશચંદ્ર ગોપટલાલે છાપ્યું

મદાવાદ નિવાસી વ્હોરા મગનલાલ નરસીંહદાસના સદગત માતુશ્રી

## શ્રી મણીબ્હેન



જ મ
નાકસા
૩ પૈષ્ઠ સુદી ૩

સ્વર્ગવાસ
અમદાવાદ
સવત ૧૯ ૫ વૈશાખ વદ ૧૨

## પરમ પૂજ્ય માતુશ્રી મણીબ્હેનને ભક્તિપૂર્વક
## સ્મરણાજલી

જેના પાર્થિવ શરીરે આ પાર્થિવ જગતમાંથી વિદાય લીધે આજે દશ દશ વર્ષના વ્હાણા વાયાં છતાંય જેની સુખદ સ્મૃતિ મ્હારા જીવન વ્યવહારમા અનેક મુશ્કેલીઓનો સામનો કરવાની શક્તિ અને ધૈર્ય આપી રહેલ છે તે સ્નેહ, શક્તિ, ધૈર્ય અને સૌજન્યની મુર્તિ સમા મ્હારા પૂજ્ય માતુશ્રીને મ્હારા કોટી કોટી વદન

જેના પ્રેમ અને વાત્સલ્યે,—પરોપકાર અને કોઇનુંય ભલુ કરી છુટવાની વૃત્તિએ-અને દૃઢ ધર્મશ્રદ્ધાએ મ્હારૂ જીવન ઘડયુ તેવા પૂજ્ય માતુશ્રીને ચરણે આ નાનકડી પુસ્તિકા ભક્તિભાવ પૂર્વક શૈશવભાવે અર્પણ કરી યત્ કિંચિત કૃતાર્થતા અનુભવું છુ અને પ્રાર્થું છુ કે તેમણે સીંચેલા સસ્કારોના અણુઓ મ્હારામા વધુ વિકસીત થાઓ

જ્ઞાનપચમી,
બુધવાર
તા ૨૬-૧૦-૪૯

ઋણીપુત્ર
મગનલાલ

ॐ असिआ उसा

# श्री सिद्धचक्र महात्म्य

अरिह सिध्धायरिया उज्झाया साहुणो असम्मत्त
नाण चरण च तत्रो इयपयनवग मुणे यव्व

શ્રી તીર્થંકર ભગવતના શાસનમા શ્રી અરિહંત ભગવત, સિદ્ધ ભગવત, આચાર્યજી મહારાજ, ઉપાધ્યાયજી મહારાજ, સાધુજી મહારાજ, સમ્યગદર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ આ નવપદો પરમતત્ત્વરૂપ છે

एएहिंनवपएहिंरहिय अन्ननहोइ परमत्थ
एएसुच्चिय जिणसासणस्स सवस्स अवयारो

આ નવપદોથી રહિત બીજુ કોઈ પરમાર્થ નથી આ નવપદોમા જ સમસ્ત જીનશાસનનો સમાવેશ થાય છે

एएसुनवपयेसु अविअरिअ सासणस्स सव्वस्स
ता एआई पयाइ, आराहह परम भत्तिए

આ નવ પદોમા શ્રી જીનશાસનના સર્વસ્વનો સમાવેશ થયેલો છે માટે હે ભવ્ય પ્રાણીઓ પરમભક્તિથી આ નવપદની આરાધના કરો

जेकिरसिध्धासिज्झति जेअ, जेआवि सिज्झइस्सति
तेसव्वे विहुनवपय-झाणेण चेवनिब्भत

ભૂતકાળમા જેઓ સિદ્ધિપદ પામ્યા, વર્તમાન કાળમા જેઓ સિદ્ધિપદ પામે છે (મહાવિદેહ આદિ ક્ષેત્રોમા) અને ભવિષ્યકાળમા જેઓ સિદ્ધિ પદ પામશે તેઓ સર્વ નિશ્ચયથી

આ નવ પદ ( અથવા નવપદ પૈકીનું ગમે તે એક) ના ધ્યાનથી જ સિદ્ધિ પામે છે એમ જાણવું

" एयंच परमतत्तं परमरहस्स च परममत च
परमत्थ परमपय पन्नत्त परम पुरिसेहिं "

શ્રી તીર્થંકર ગણધરાદિ મહાપુરુષોએ આ નવ પદને પરમતત્વરૂપ, પરમરહસ્યરૂપ, પરમમ ત્રરૂપ, પરમાર્થરૂપ, અને પરમપદરૂપ વર્ણવ્યું છે

तत्तोतिजपपसिध्ध अट्ठ महासिध्धि दायगसुध्ध
सिरि सि ध चक्कमेय आराहहपरमभत्तिए

તેથી હે ભવ્યો ! ત્રણ જગતમા પ્રસિદ્ધ, અષ્ટમહા સિદ્ધિઓને આપનાર, અને વિશુદ્ધ શ્રીસિદ્ધચક્ર યત્રનું-નવપદનું પરમભક્તિથી તમે આરાધન કરો

શ્રી શ્રીપાલ મહારાજાએ અને મહાસતી મયણા સુંદરીએ આ નવ પદના આરાધનથી આત્મ કલ્યાણ સાધ્યું છે તેમને શારીરીક રોગો-કોઢ વગેરેની શાંતિ થઈ અને અ ત કરણશુદ્ધિ પણ થઈ અનુક્રમે નવભવ કરી સિદ્ધબુદ્ધ અને અને મુક્ત થશે

દરેક પ્રાણીને આલ બન-નિમિત્તની જરૂર છે નિમિત્ત વાસી આત્મા છે શુદ્ધ નિમિત્ત પામી, શુદ્ધ આલ બન મેળવી મુમુક્ષુ ભવ્યાત્માઓ શુભ માર્ગે ચઢી સન્માર્ગે-આત્મકલ્યાણના માર્ગે વળી પરમતત્વ પામે છે આપણે પણ એટલા માટે જ આ નવ પદનું આરાધન કરવાનું છે નવપદનુ આલ બન એ સર્વ શ્રેષ્ઠ આલ બન છે અને એટલા માટે કહ્યું છે કે—

आलंबणाणि जइविहु, वहुप्पयाराणिसंतिसत्येमु
तहविहुनवपयज्झाणं मुपहाणं विंति जगगुरुणो

યદ્યપિ શાસ્ત્રોમાં ઘણા પ્રકારના આલંબનો-મોક્ષમાર્ગ જણાવ્યા છે પરંતુ નિશ્ચયથી જગદ્ગુરૂ શ્રીતીર્થંકર દેવોએ શ્રી નવપદનાધ્યાનને સર્વથી મુખ્ય ફરમાવે છે

જગતનુ એવું કોઈ તત્ત્વ નથી, એવું કોઇ ધ્યેય કે ધ્યાનથી કે જેનો સમાવેશ આ નવ પદોમાં ન થઈ શકતો હોય આ શ્રી સિદ્ધચક્રમાં દેવગુરૂ ધર્મરૂપ રત્નત્રયીનો સમાવેશ થયો છે આ મહાન નવપદનો આરાધક કેવો હોવો જોઇએ તે માટે વાંચો—

" क्षा तो दान्तो निरारम्भ, उपशान्तो जितेन्द्रियः,
एतदाराधको ज्ञेयो, विपरीतो विराधकः "

ક્ષમાશીલ, દાંત, આરમ્ભ સમારંભનો ત્યાગી, શાંત સ્વભાવી અને જીતેંદ્રીય, આવો ભવ્ય પ્રાણી નવપદનો આરાધક છે આથી વિપરીત વર્તનારો વિરોધક છે

નવ પદની આરાધના કરનાર દરેક મુમુક્ષુ ભવ્ય પ્રાણીએ કોઇ પણ જાતના એહીક સુખની અભિલાષા રાખ્યા સિવાય, કષાયોનો ત્યાગ કરીને, અહં અને મમને મુકીને પવિત્ર થઈ શુદ્ધ ચિત્તથી સ્વસ્થપણે દૃઢ થઇ નવ પદની આરાધના કરવી જોઈએ

આ તપના આરાધકે સચિત્ત પરિહારી, એકલ આહારી, ભૂમીસંથારી, બ્રહ્મચારી, સમકિતધારી અને પાદ ચારી બની આવશ્યક કાર્યોની અવશ્ય આરાધના કરવી જોઇએ

૧ આવશ્યક

આમા સામાયિક, ચઉવિસત્થો, વદન, પડિક્કમણું, કાઉસગ્ગ, અને પચ્ચક્ખાણનો સમાવેશ થાય છે આ છ આવશ્યક સવારસાજ બને વાર અવશ્ય કરવા જ જોઇએ આત્માની વિશુદ્ધિ, પાપથી પાછા હઠવું અને આચારની વિશુદ્ધિની અભિલાષાથી અપ્રમત્તપણે આવશ્યકની આરાધના અવશ્ય કરવાની છે માટે અવશ્ય આ ક્રિયા કરવી જ જોઇએ

૨. પડિલેહણ

ક્રિયામા વાપરવાના, તથા રાત્રે સથારાના ઉપયોગી સર્વ ઉપકરણોની પ્રતિલેખના ઉભય ટક ઉપયોગપૂર્વક અવશ્ય કરવી જ જોઇએ આ ક્રિયા પ્રાત કાલમા પ્રકાશ થયા પછી અને સધ્યા સમયે સૂર્યાસ્ત પહેલા અવશ્ય કરવી જોઇએ

૩ દેવવદન

ત્રણ ચૈત્યવદન, પાચ નમુત્થુણ અને આઠ થોયોવડે કરાતું આ ઉત્કૃષ્ટ દેવવદન ત્રણે કાળ કરવાનું છે આ દેવવદનમા મુખ્યત્વે બાર અધિકાર આવેલા છે આ દેવવદનથી શ્રી તીર્થંકર ભગવતોના ચારેનીક્ષેપાનીઆરાધના તથા જ્ઞાનાદિ ગુણોની અને તીર્થાદિની આરાધના થાય છે

૪ ચૈત્યપરિપાટી—

ઓછામા ઓછા હમેશા નવ દેહરે દર્શન કરવા જવું અને દરેક જગ્યાએ એક એક ચૈત્યવદનાદિ કરવા વખતનો સકોચ હોય તો એક-યા તો વધુ મદિરમા નવ પ્રતિમાજી સન્મુખ નવચૈત્યવદનો તો અવશ્ય કરવા

૫ ગુરૂવદન—

ગુરૂના સદ્ભાવે વિધિપૂર્વક ગુરૂવદન અવશ્ય કરવું

ગુરૂમુખે શ્રી સિદ્ધચક્ર મહાત્મ્યરૂપશ્રી શ્રીપાલચરિત્ર વગેરે સાભળવું—વ્યાખ્યાન શ્રવણ કરવું અને ગુરૂ પાસે પ્રત્યાખ્યાન-(પચ્ચખાણ) કરવું એ યાદ રાખવું કે ગુરૂની આજ્ઞા પૂર્વક કરેલી સર્વધર્મ ક્રિયાઓ વિશુદ્ધ અને ફલવતી થાય છે

૬ સ્નાત્ર તથા પૂજા

આ દિવસોમા સમુહપણે સ્નાત્રપૂજા તથા રોજ જે પદનું આરાધન ચાલતું હોય તે પદની પૂજા બોલીને, પછી અષ્ટ પ્રકારી પૂજામાથી પૂજાઓ ક્રમસર ભણાવવી અને નવમે દિવસે આખી પૂજા નવ પદની વિસ્તારથી ભણાવવી નવપદનું વિવિધવર્ણોવાળુ માંડલું બનાવવું, અને બધાએ સાથે રહી ગીત, નૃત્ય, વાજીત્ર, અને રાગરાગણીપૂર્વક, અર્થ સમજીને ઉત્સાહ ને ભક્તિથી પૂજાઓ ભણાવવી

૭ કાઉસ્સગ્ગ—

હરેક પદના જેટલા ગુણ હોય તેટલા લોગસ્સનો કાઉસ્સગ્ગ તે તે દિવસોએ અવશ્ય કરવો કાયોત્સગની ક્રિયાથી શરીર સબધી સર્વ ક્રિયાઓનો ત્યાગ કરાય છે અને તે દ્વારા મન, વચન કાયાના યોગોની ચપળતા રોકી સ્થિરતા પ્રાપ્ત કરાય છે બાર પ્રકારના તપમા કાયોત્સર્ગ એ જ અભ્યતર તપનો છેલ્લો ભેદ છે તેના આરાધનથી કર્મ નિર્જરારૂપ મહાન્ લાભ પ્રાપ્ત થાય છે

૮ ખમાસમણા—

હરેકપદના જેટલા ગુણ હોય તેટલી પ્રદીક્ષણા કરી તે તે પદના દૂહા અને ગુણો બોલવાપૂર્વક પદના ગુણોની સખ્યા પ્રમાણે ખમાસમણા દેવાનાં છે ખમાસમણનો બીજો અર્થ પચાગપ્રણિપાત છે શરીરના પાચે અગો બે હાથ,

બે પગ અને મસ્તક નમાવીને કરાતી આ ક્રિયાથી વિનયની આરાધના છે " વિનયમૂલો ધમ્મો " ધર્મનું મૂલ વિનય છે આ ક્રિયાથી ઉત્તરોત્તર ગુણવૃદ્ધિ થાય છે તેમ જ જે જે ગુણ બોલીને ખમાસમણા દઇએ તે તે ગુણોનો વિચાર કરીએ અને આ ગુણો આપણામા આવે તેવી ભાવના ભાવવી અને આપણે એવા થઈએ તેવો અભિલાષ કરવો

૯ નવકારવાળી (જાપ)—

દરેક પદના બેહજાર જાપ કરવાના હોવાથી વીસ નવકારવાળી હમેશા ક્રમશ જુદા જુદા પદની, ચિત્તની એકાગ્રતાપૂર્વક ગણવી બને ત્યાસુધી વીસે નવકારવાળી એક સાથે જ ગણવાની છે છતા અનિવાર્ય કારણે જરૂર પડે તો ઓછામા ઓછી પાચ નવકારવાળી પુરી કરીને પછી જ બીજા કાર્યમા જોડાવું પાચથી ઓછી નવકારવાળી ગણત્રીમા લેવાતી નથી પવિત્ર પદોનું આલબન લઇ થતું આ ધ્યાન ધર્મધ્યાનના ચાર ભેદોમા પદસ્થ નામનું બીજુ ધ્યાન છે

આ પવિત્ર દિવસોમા દરેક ધર્મક્રિયાઓ ચિત્તની એકાગ્રતા વિશુદ્ધિ અને ચ્યાતિપૂર્વક કરવાની છે શુભ અને શુદ્ધ ક્રિયાઓથી અપૂર્વભાવની વૃદ્ધિ થાય છે અને ભાવની વૃદ્ધિ થીજ કર્મનિર્જરા થાય છે અને તેનાથી અપૂર્વ શિવ સાધના થાય છે નિમિત્તવાસી આત્મા છે માટે શુદ્ધ ક્રિયાના-આલબનથી શુદ્ધ ભાવની જાગ્રતિ થાય છે કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી આ વસ્તુ સમજાય તો ચૌદમા અયોગીગુણ સ્થાનકરૂપી કાર્ય સિદ્ધ થયું નથી, ત્યાં સુધી પોતપોતાના ગુણસ્થાનકને ઉચિત ક્રિયાઓની આવશ્યકતા છે જ એ ભૂલવું જોઈએ નહિ ક્રિયા કૂવો ખોદવા તુલ્ય છે.

અને ભાવશિરા (સેર) તુલ્ય છે કૂવો ખોદ્યા સિવાય પાણીની સેર પ્રકટતી નથી; અને સેર ફૂટયા સિવાય પાણીનો અખૂટ સગ્રહ થતો નથી એટલે ક્રિયા અને ભાવ બન્નેની આવશ્યકતા છે

કલ્પતરૂ અને ચિ તામણી રત્નથી અધિક મહત્વ ધરાવતી આ શુભ ક્રિયાઓ ભાવની પરમશુદ્ધિ અને અતિ ઉલ્લાસપૂર્વક કરવી જોઈએ ખાસ કરીને વિષક્રિયા, ગરલ ક્રિયા, અને અનનુષ્ઠાન ક્રિયાનો ત્યાગ કરી તદ્દહેતુ ક્રિયા અને અમૃતક્રિયા મુમુક્ષુઓએ કરવી જોઈએ તદ્દ હેતુક્રિયામા ઉત્તમ અનુષ્ઠાનના રાગથી ક્રિયા કરાય છે અને તે અમૃતક્રિયાની પ્રાપ્તિ કરાવી આપનાર છે

અમૃતક્રિયામાં શ્રી વીતરાગ ભગવતોએ બતાવેલ માર્ગ પ્રતીતિવશ્રદ્ધા, અને આત્માના અપૂર્વ વીર્યોલ્લાસ પૂર્વક અને મોક્ષની અભિલાષાથી કરાતી ક્રિયાએ અમૃત ક્રિયા છે, અને જે ક્રિયા ચાલતી હોય તેમા એકાગ્રતા હોય શાસ્રકારોએ કહ્યુ હોય તે જ પ્રમાણે આદરપૂર્વક ક્રિયા ચાલતી હોય, ચિત્તનો ઉલ્લાસ અને પરિણામની શુદ્ધિ બરાબર હોય તે અમૃતક્રિયા છે

ઉત્તમ ક્રિયાની શુદ્ધિ માટે ક્રિયા સિદ્ધના પાચ સાધનો-ક્રમિક અવસ્થાઓ આપી છે તેમા **પ્રણિધાન**– મન વચન અને કાયાની એકાગ્રતાપૂર્વક, વિચાર, વાણી અને વર્તનની વિશુદ્ધિપૂર્વક ક્રિયા કરવી તે પછી **પ્રવૃત્તિસાધના** આ ક્રિયાવિધિપૂર્વક, વિજ્ઞાનપૂર્વક અને પૂર્વાપરના સબધ પૂર્વક કરવી અને આદિથી અતસુધી તમામ અ ગોમાં વ્યવ સ્થાપૂર્વક ક્રિયા કરવી તે ત્યાર પછી **વિઘ્નજય** દરેક શુભ

ક્રિયામાં લાલચ, દાક્ષિણ્યતા, આળસ-પ્રમાદ સાધનનો અભાવ વગેરે વિઘ્નો આવે છે તે બધાને જીતીને આદરેલી શુદ્ધ ધર્મક્રિયામાં બરાબર સ્થિરતાપૂર્વક આગળ વધવું આવતા દરેક પ્રતિબંધોને જીતવા તે વિઘ્નજય પછી સિદ્ધ -કાર્યની સિદ્ધિ થાય તે સ્વાભાવિક છે જેમ ચિત્રકાર એકાગ્ર સાધનાથી સુંદર ચિત્ર આલેખે છે અને સફલતા મેળવે છે તેમ શુદ્ધ ક્રિયાકાર કાર્યસિદ્ધિ મેળવે છે અને સફલ થયેલી કાર્યસિદ્ધિનો અન્ય સુપાત્રમાં વિનિયોગ કરવો- યોજના કરવી, શુભ પ્રવૃત્તિમા મુમુક્ષુ જીવોને જોડવા તે વિનિયોગ છે આમા છેલ્લી બે તો કાર્યના પરિણામરૂપ છે અને પ્રથમની ત્રણઅવસ્થા તો કારણરૂપ છે અનુ ષ્ઠાનમા વિધિનું મહાત્મ્ય દર્શાવતા શાસ્ત્રકાર ભગવતોએ ફરમાવ્યું છે કે

आसन्नसिद्धियाण विहिपरिणामोपहोइसयकाल
विहिचाओ अविहिभत्ति, अभव्वजिअदूरभव्वाण ॥१॥

અલ્પ સમયમા મુક્તિગામી જીવોને સદાકાલ-નિરંતર વિધિ કરવાના પરિણામ રહે છે તેમને વિધિ ઉપર રૂચી -આદર-પ્રેમ અને શ્રદ્ધા સદાકાલ રહેજ છે જ્યારે અભવી અને દીર્ઘ સંસાર પરિભ્રમણ કરનાર દૂરભવ્ય જીવોને વિધિનો ત્યાગ અને અવિધિ પ્રત્યે ભક્તિ રહે છે અર્થાત્ આ જીવોને વિધિ-ક્રિયા ઉપર અરૂચિ-અભાવ-અનાદર અને અપ્રેમ રહે છે

धन्नाण विहिजोगो विहिपक्खाराहगासया धन्ना
विहि बहुमाणीधन्ना विहिपक्ख अदूसगाधन्ना

વિધિની આરાધનાનો (વિધિનો) યોગ ધન્ય પુરૂષોને

પ્રાપ્ત થાય છે, વિધિપક્ષનું આરાધન કરનાર સદાકાલ ધન્ય પુરૂષો છે, વિધિનું બહુમાન કરનાર ધન્યપુરૂષો છે, અને વિધિપક્ષને દૂષણ નહિ દેનાર પણ ધન્યપુરૂષ છે

શાસ્ત્રકાર ભગવતોએ તો વિધિનું-શુદ્ધિ શ્રદ્ધા અને વિવેકપૂર્વકની વિધિને આચરનાર તથા શુદ્ધ ક્રિયા કરનારને શુક્લપાક્ષીક કહ્યા છે અને વિધિ ન કરનાર કે ન આદરનારને કૃષ્ણપક્ષીક કહ્યા છે એટલે આ વસ્તુ વિચારીને દરેક મુમુક્ષુએ શુદ્ધ ક્રિયા પ્રેમી થવું જોઈએ

આ માટે શાસ્ત્રકાર ભગવતોના નીચેના વચનામૃતો બહુ જ મનન પૂર્વક વાચીને જીવનમા ઉતારવા જેવા છે

" जो जो किरिया वाई मोभव्वोणियमा सुक्क-
पक्खिओ अतो पुग्गल परिअट्टस्समिज्झइ "

જે જે ક્રિયાવાદી છે તે ભવ્ય છે અને અવશ્ય શુકલ પાક્ષિક છે તે એક પુદ્ગલ પરાવર્તની અદર સિદ્ધ થાય છે

આદશાશ્રુત ચૂર્ણિના વચનોના આધારે પુદ્ગલ પરાવર્તથી અધિક સસાર તે કૃષ્ણપક્ષ અને તેની અદરનો કાળ તે શુકલપક્ષ જાણવો

અને એજ વસ્તુ આ પ્રમાણે છે જૂઓ–

" जे सिमवड्ढो पुग्गल परिअट्टो सेसओअससारो
ते सुक्कप किखआखलु अवरे पुण कणहपक्खिआ "

જેઓને કઈક ન્યૂન અર્ધ પુદ્ગલ પરાવર્ત સસાર બાકી છે તે શુક્લ પાક્ષિક અને બીજા ( તેથી અધિક સસારવાળા ) કૃષ્ણપાક્ષિક જાણવા

રતાપૂર્વક ધર્મક્રિયાઓ કરવી જોઈએ આમ કરતાં અનુષ્ઠાનના—ક્રિયા શુદ્ધિના ચારે પ્રકાર જાળવવાથી ક્રિયામાં અભિરૂચી અને આદર જાગે છે તે ચારે અનુષ્ઠાન આ પ્રમાણે છે પ્રીત્યનુષ્ઠાન, ભક્ત્યનુષ્ઠાન, વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાન અત્યંત પ્રીતિ પૂર્વક જે અનુષ્ઠાન થાય તે પ્રીત્યનુષ્ઠાન બહુમાન અને આદરપૂર્વક જે અનુષ્ઠાન થાય તે ભક્ત્યનુષ્ઠાન આગમનને અનુસારે જે અનુષ્ઠાન કરાય તે વચનાનુષ્ઠાન અને સહજ ભાવથી આત્મા શુભ માર્ગે પ્રવર્તે તે અસંગાનુષ્ઠાન વચનાનુષ્ઠાનથીજ આત્મા અસંગાનુષ્ઠાનમા પ્રવર્તે છે

**ક્રિયા કરનારે—**

"કરણ પ્રીતિ આદર ઘણો, જીજ્ઞાસા જાણુનો સંગરે,
શુભ આગમ નિર્વિઘ્નતા, એ છે શુદ્ધ ક્રિયાના લિંગરે"

આ પ્રમાણે પુરો ખ્યાલ રાખી શુદ્ધ ક્રિયા કરવા પુરેપુરો પ્રયત્ન કરવો જોઈએ

**જૈન અને જૈનેતર તહેવારોનો ફરક—**

જૈનદર્શન મુખ્ય તથા ત્યાગમાર્ગનું પ્રબોધક છે એટલે જૈનપર્વોમા પણ મુખ્ય તથા ત્યાગ-તપ-સંયમનું જ અધિક મહત્ત્વ રાખ્યું છે પૌદગલીક સુખસમ્પત્તિનો ત્યાગ કરી, ખાવાનું પીવાનું છોડી શાંતિથી સમભાવપૂર્વક આત્મતત્વની વિચારણા એજ જૈન પર્વોનોઉદ્દેશ છે કઈ રીતે આત્માની શુદ્ધિ થાય, કઇ રીતે કર્મ મેલનો નાશ થાય અને કઈ રીતે આત્મા સર્વ કર્મોનો ક્ષય કરી સિદ્ધબુદ્ધ અને મુક્ત બને એજ જૈનપર્વોનો ઉદ્દેશ છે એટલા ખાતર દરેક જૈનપર્વોમાં ઉપવાસ-તપ-પૌષધ, સામાયિક, પ્રતિક્રમણ, શાસ્ત્રશ્રવણ,

જીનપૂજા, દર્શન જીનભક્તિ વગેરેને મહત્વ આપ્યું છે જ્યારે અન્ય દર્શનીયોની એકાદશી જુઓ ફરાળ ખાવા ની છૂટ–ગોકળ આઠમ જૂઓ દિવસે તો પેટ ભરીને ફરાળ ખાય અને પાછુ રાત્રિના જન્મ ઉજવ્યા પછી ખાય છતાયે ઉપવાસ માને ઇસાઈ અને મુસ્લીમ તહેવારોમા પણ એવું જ ચાલે છે માત્ર જૈનદર્શને પોતાના દરેક તહેવારોમાં ત્યાગ અને તપ ઉપર જોર આપી ઉપવાસ રાખ્યો, ૩૭ (સાડત્રીસ) કલાકનો ઉપવાસ કરવાનું જણાવ્યું ઉપવાસમા દિવસે માત્ર તૃષાની શાંતિ અર્થે ઉકાળેલુ પાણી પીવાની છૂટ આપી છે આવી જ રીતે આચામ્લઆદિ તપમાં પણ વિગય નો ત્યાગ આદિ કહ્યુ છે

આ આચામ્લ તપના મુખ્ય બે પર્વો છે આસો અને ચૈત્રની શાશ્વતી ઓળી નવ દિવસ આતપકરવાનો છે એમા, દુધ, દહીં, ઘી, ગોળ–(સાકર) તેલ કડાવિગઈ–મીઠાઈ વગેરે તળેલી વસ્તુઓ આ છ વિગયનો ત્યાગ કરવા સાથે મરચુ, હળદર, ધાણાજીરૂ, વઘાર વગેરેનો ત્યાગ કરવો અર્થાત રસોને પણ જીતવા માત્ર મધ્યાન્હ સમયે એકજવાર અને તે પણ નીરસ રાંધેલા (બાફેલા) અનાજનો ઉપયોગ કરવો અને તેમા પણ ઉણોદરી તપનો ઉપયોગ કરવો અમુક દ્રવ્ય અને અમુક કવલ પ્રમાણ આહાર લઈ તપને શોભાવવું, અને આમ કરી ઇન્દ્રિયોના દમન માટે તત્પર રહેવુ એ આ તપના ઉદ્દેશની નજીક જવા જેવું છે આસો શુદિ ૭–થી શરૂ કરી પૂર્ણિમા સુધી આ તપ કરવાનું છે એવું જ ચૈત્ર માસમા પણ છે આત્માની શાંતિ શુદ્ધિ અને સમભાવ શારીરીક શુદ્ધિનો લાભ પણ આ તપથી પ્રાપ્ત થાય છે

આ ઓળીના દિવસો શાશ્વતી અઠ્ઠાઈના દિવસો છે "હોલાસયજ્ઞ-ત્તાઓ" પ્રસિદ્ધ છે પર્વોનો મુખ્ય અર્થ જ એકે જેમાં આત્માધર્મની વધુમાં વધુ નજીક પહોચે આરભસમારભનો ત્યાગ કરી, 'અહ મમ' થી મુક્ત થઈ, બાહ્ય અને અભ્યતર પરિગ્રહથી મુક્ત બની સમભાવ પૂર્વક ધર્મનું આરાધન કરે, દાન-શીયલ, તપ અને ભાવ પૂર્વક જ્ઞાન દર્શન અને ચારિત્રની વધુ આરાધન થાય એજ હેતુથી પર્વો, મહાપર્વો અને પર્વતિથીઓ રાખવામાં આવી છે આ ઓળીના દિવસો પણ એજ ઉદેશથી રાખ્યા છે આ દિવ સોમા દેવ-ગુરૂ અને ધર્મ તત્વની આરાધના કરવાની છે શુદ્ધ શ્રદ્ધા અને હૃદયની પરમ વિશુદ્ધિપૂર્વક આ તપનું આરાધન કરવાનું છે શુદ્ધ શ્રદ્ધા અને હૃદયની વિશુદ્ધિપૂ ર્વક એકાગ્રમનથીશ્રીપાલ મહારાજા અને મયણા સુદરીએ આ તપનું આરાધાન કરી આત્મ કલ્યાણ સાધ્યુ સાથે જ શ્રીપાલ ચરિત્ર વાચતા શ્રીપાલ મહારાજાની સરલતા મૃદુતા, નમ્રતા અને સજ્જનતા ખુબ જ પ્રશસ નીય છે પરદેશમા પણ ધર્મનું આરાધન, દુખમા કે સુખમાં પણ દેવ-ગુરૂ-ધર્મ ઉપરની અટલ શ્રદ્ધા, સમુદ્રમાં પડતાં પણ નવ પદનું ધ્યાન, ધવલ શેઠ પ્રતિની તેમની સજ્જનતા, સસરા પ્રતિ અને કાકા પ્રતિની નમ્રતા અને સરલતા શીખવા જેવી છે

સાથે મયણા સુંદરી, સતિશિરોમણી મયણાની શ્રદ્ધા, સાહસ અને દઢતા, પિતાજી સમક્ષ સત્ય પણ હિતકારી કહેતા શે' નથી આતી પતિવ્રતા જીવન ઉજ્વલ પાળે છે પતિને ધર્મ માર્ગે વાળે છે આ બધું શ્રીપાલ મહારાજાના ચરિત્રમાથી શીખવાનું છે

આપણે સુખ તો જોઈએ છે પણ કેવું સુખ જોઈએ છે નિર્મળ, અવિચળ અને અખંડ, નિર્મળ સુખ એટલે જેમાં દુઃખની છાયા સરખીયે ન હોય પછી તે સુખ અવિચળ અને અખંડ જોઈ અર્થાત્ આવેલું સુખ કદી જાય નહિં એ સુખ અમર હોય, શાશ્વત હોય એવું જોઈએ અને પાછુ તે સુખ અખંડ સુખ હોય અર્થાત્ કદીયે અલ્પ ન થાય ખંડિત ન થાય તેવુ હોય હવે વિચારો નિર્મળ અવિચળ ને અખંડ સુખ માટે સાધનો કેવા જોઈએ ? ત્યારે આજે જે સાધનો સુખની ઈચ્છાથી તૈયાર રાખ્યા છે તે કેવા છે તે જુઓ-શરીર તો ચંચળ છે, આહાર તો ચંચળ છે, ભોગોપભોગના સાધનો તે ચંચળ છે, લક્ષ્મી ચંચળ છે, ઘરબાર, વાડીવજીફા, કુટુંબ પરિવાર બધાં ચંચળ છે હજી વિચારો બાવળના બીજમાંથી આંબો ઉગે ખરો ? કોદરા વાવ્યાથી ચોખા ઉગે ખરા ? પાણીમાં મીઠુ નાખ્યાથી ગળ્યું થાય ખરૂં ? નજ થાય તેમ નિર્મળ અવિચળ અને અખંડ સુખ, ચંચળ-અસ્થિર-અનિત્ય સાધનોથી મળે ખરૂ ? નજ મળે નિર્મળ, અચળ, અખંડ સુખ પ્રાપ્તિ માટે સાધનો પણ નિર્મળ, અચળ અને અખંડ જ એકઠા કરવા પડશે અને તે સાધનો ત્યાગ-તપ-સંયમ છે એ ત્યાગ, તપ અને સંયમની સાધના માટે જ આ નવ પદનું આરાધન છે અખંડ અંક સ્વરૂપ આ નવ પદના આરાધન થી, દ્રવ્ય અને ભાવથી નવે પદોનું આરાધન કરવાથી જીવને નિર્મળ, અવિચળ અખંડ સુખ પ્રાપ્ત થશે આપણે હવે નવે પદનું ટુંકુ સ્વરૂપ જોઈએ

## શ્રી અરિહંત પદનુ આરાધન

तत्थऽरिहंतेऽ ट्ठारसदोस विमुक्के विसुद्धनाणमए
पयडियतत्ते नय सुरराए झाएहनिच्चपि ॥

અઢાર દોષથી રહિત, કેવલ જ્ઞાનથી યુક્ત, તત્વને પ્રકાશિત કરનાર, દેવરાજથી વંદિત એવા અરિહંતનું નિરંતર ધ્યાન કરો

આ સિદ્ધ ચક્રમાં દેવ, ગુરૂ અને ધર્મ તત્વનો સુંદર સમાવેશ કરવામા આવ્યો છે પ્રથમના બે તત્વમા દેવ તત્વ છે, પછીના ત્રણ તત્વમા ગુરૂ તત્વ છે અને છેલ્લા ચાર તત્વમા ધર્મ તત્વ આપ્યું છે

હવે સૌથી પ્રથમ જે અરિહંત ભગવતની આરાધના કહી છે તેમનું સ્વરૂપ જોઈએ અરિ=શત્રુ હંત=હણે-નાશ કરે અરિ-કયા? અતરંગ અતરંગ છ શત્રુઓ છે તે આ પ્રમાણે કામ, ક્રોધ, મદ, મોહ, લોભ અને દ્વેષ જે આ છ એ અતરંગ રિપુઓને જીતે તે અરિહંત આ અરિહંત ભગવત અઢાર દોષથી રહિત છે તે અઢાર દોષ આ પ્રમાણે છે

| | |
|---|---|
| દાનાંતરાય | અરતિ |
| લાભાંતરાય | ભય |
| વીર્યાંતરાય | શોક |
| ભોગાંતરાય | જુગુપ્સા-નિંદા |
| ઉપભોગાંતરાય | કામ |
| હાસ્ય | મિથ્યાત્વ |
| રતિ | અજ્ઞાન |

નિદ્રા રાગ
અવિરતિ દ્વેષ

શ્રી અરિહત ભગવત અતરગ છ શત્રુઓનો જય કરી અઢાર દૂષણોથી રહિત બની બાર ગુણ (અતિશયો) થી વિભૂષીત હોય છે તે બાર ગુણ આ જ પ્રમાણે છે

અશોક વૃક્ષ—જ્યા તીર્થંકર ભગવતનું સમવસરણ રચાય ત્યા અરિહત ભગવતના દેહથી બાર ગુણ મોટુ આસોપાલવનુ વૃક્ષ દેવતા રચે છે જેના નીચે બેસી ભગવાન દેશના આપે છે તે

સુરપુષ્પ વૃષ્ટિ—એક યોજન પ્રમાણ સમવસરણ ભૂમીમા જળસ્થળમા ઉત્પન્ન થયેલા સુગધી પચવર્ણી સચિત્ત ફૂલોની વૃષ્ટિ, ઢીંચણ પ્રમાણ દેવતાઓ કરે છે તે

દિવ્ય ધ્વનિ—ભગવતની વાણીને માલવ કૌશ રાગ રાગણીમા વીણા વાસળી આદિક સ્વર વડે દેવતાઓ સુર પુરે તે

ચામર—રત્ન જડીત સુવર્ણની ડાડીવાળી ચાર જોડી શ્વેત ચામરો દેવતાઓ ભગવતને વીંઝે છે તે

આસન—ભગવતને બેસવાને રત્ન જડિત સુવર્ણમય સિંહાસન દેવતાઓ સમવરણમા રચે છે તે

ભામડલ—ભગવતના મસ્તકની પાછળ શરદ ઋતુના સૂર્યના કિરણો જેવુ ઉગ્ર તેજવાળુ ભામડલ (તેજનું મડલ) દેવતાઓ રચે છે તે આ ભામડલ ભગવતના તેજને પોતાના તેજમાસહરી લે છે ભામડલ ન હોય તો ભગવતના મુખ સામુ જોઈ શકાય નહિ

દુદુભી—ભગવતના સમવસરણ વખતે દેવતાઓ દુદુભી વગેરે વાજીત્રો વગાડે છે, અને તે દ્વારા એમ સૂચવે છે કે હે ભવ્ય પ્રાણીઓ શિવમાર્ગના સથવારા તુલ્ય આ ભગવતને સેવો! સેવો

છત્ર—સમવસરણમા ભગવતના મસ્તક ઉપર, ઉપરા ઉપર ત્રણ ત્રણ છત્રો દેવતાઓ રચે છે

આ છત્રો શરદ ઋતુના ચદ્ર તુલ્ય ઉજ્વલ અને મોતીની હારોથી સુશોભિત હોય છે અરિહત ભગવત સમવસરણમાં પૂર્વાભિમુખ બેસે છે અને બીજી ત્રણે દિશાઓમા ભગવતના જેવા પ્રતિબિબો દેવતાઓ રચે છે તેથી બાર છત્ર ચારે દિશામા મલીને રચાય છે સમવસરણ સિવાય પણ આઆઠદેવકૃતપ્રાતિહાર્ય દરેક તીર્થંકર ભગવતની સાથે ચાલે જ છે–હોય છે

આ આઠ પ્રાતિહાર્ય કહેવાય છે જ્યારે નીચેના ચાર અતિશય કહેવાય છે અને તે ચારે અતિશયો ચારઘાતિ કર્મ-જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય મોહનીય અને અતરાય કર્મના ક્ષય-સર્વથા ક્ષય થયા પછી મહાપુણ્યાત્મા શ્રી તીર્થંકર ભગવતોને સહાયે હોય છે

૧ અપયાપગમાતિશય—ઉપદ્રવનો નાશ

ઉપદ્રવનો નાશ બે પ્રકારે છે સ્વાશ્રયી અને પરાશ્રયી આમા સ્વાશ્રયીના બે ભેદ છે દ્રવ્ય ને ભાવથી

દ્રવ્યથી—સર્વ રોગોથી પોતે રહિત હોય છે

ભાવથી—અઢારે દૂષણોથી પોતે રહિત છે જે આગળ આપણે જોઇ ગયા

પરાશ્રયી અપાયાપગમાતિશયથી પારકાના ઉપદ્રવો શમી જાય છે એટલે કે જ્યા જ્યા ભગવત વિચરે ત્યાં ત્યા દરેક દિશામાં મળીને સવાસો જોજન સુધીમા પ્રાય કોઈ પણ જાતના રોગો જેવા કે મરકી, કોલેરા, વૈર, અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ-(દુકાળ) મહાયુદ્ધ વગેરે શાંત થઈ જાય

જ્ઞાનાતિશય—ભૂત, ભવિષ્ય ને વતમાનને જાણે છે જૂએ છે અર્થાત્ સર્વજ્ઞ-સર્વદર્શી કેવળ જ્ઞાની-સપૂર્ણ જ્ઞાની બને છે સચરાચર જગતના દરેક ભાવોને જાણે છે જૂએ છે

પૂજાતિશય—સમસ્ત જગતમા પૂજાય છે દેવદાનવ વ્યતર, નર, નરોત્તમ રાજા-મહારાજા બધાયે પ્રભુજીને ભાવથી નમે છે-પૂજે છે

વચનાતિશય—જેનાથી તીર્થંકર ભગવતની વાણી દેવ મનુષ્ય અને તિર્યંચોને પોતપોતાની ભાષામા સમજાય છે શ્રી તીર્થંકર ભગવતની વાણી પાત્રીસ ગુણોથી યુક્તો હોય છે

આ અરિહ ત ભગવતો વર્તમાન ભવથી પૂર્વના ત્રીજા ભવે અરિહતાદિ વીશ સ્થાનકો અથવા વીશમાંથી ગમે તે એક સ્થાનકની આરાધના કરે છે **સવીજીવ કરૂશાસન રસી** આવી સર્વ જીવોના કલ્યાણની કામના કરે છે અને તીર્થં કર નામ કર્મનિકાચીત કરે છે પછી ત્યાથી દેવલોકમા યાતો નરકમા જઈ પુન મનુષ્ય ભવમા આવે છે અહીં એમનું ચ્યવન થતા માતા ચૌદ મહા સ્વપ્નો જૂવે છે ઇંદ્રમહા રાજા ચ્યવન પ્રસ ગે સ્તુતિ કરી તે ઉજવે છે તેઓ ચ્યવન થતાં જ મતિ, શ્રુત અને અવધિત્રણેજ્ઞાનોથી અલકૃત

હોય છે પછી તેમનો જન્મ થતા દેવતાઓ વગેરે જન્મકલ્યા ણક ઉજવે છે પછી યથા સમયે દીક્ષા સ્વીકારે છે દીક્ષા પહેલા વર્ષિદાન આપે છે તેઓ છદ્માસ્થાવસ્થામા રહી ઉગ્ર વિહાર અને તપ-ધ્યાન આદિથી ચાર ઘાતિકર્મનો ક્ષય કરી સર્વજ્ઞ સર્વ દર્શી વીતરાગ અરિહ ત બને છે અને પછીજ ધર્મોપદેશ આપે છે તેઓ સૌથી પ્રથમ ધર્મોપદેશ આપી સન્માર્ગ દર્શાવતા હોવાથી આ પદનું આપણે પ્રથમ સેવન કરીએ છીએ

**અરિહ તને પ્રથમ નમસ્કાર કેમ ?**—નવે પદમા અરિહ ત ભગવ તને પ્રથમ કેમ સ્તવ્યા આ પ્રશ્ન ઉઠે તેવો છે અરિહ ત ભગવ ત કરતા સિદ્ધ ભગવ તોનું સ્થાન ઉચુ છે મહત્વનું છે કારણ કે અરિહ ત ભગવ તો પણ દીક્ષા સ્વી-કારે છે ત્યારે "नमो सिद्धाणं' ઉચ્ચારે છે તેમજ સિદ્ધ ભગવ તો આઠે કર્મથી રહિત છે જ્યારે અરિહ ત ભગવ તો ચાર કર્મથી સહિત છે આટલુ છતાયે नमो अरिहताण કેમ પ્રથમ છે ?

ઉત્તર૦—તમારો પ્રશ્ન વ્યાજબી છે પર તુ આ જગતમાંથી સિદ્ધ ભગવ તોને ઓળખાવનાર કોઈ હોય તો તે અરિહ ત ભગવ તો છે તેમજ મુમુક્ષુ જીવોને મોક્ષ માર્ગ દર્શાવનાર પણ અરિહ ત ભગવ તો છે અર્થાત્ જેમણે સિદ્ધ ભગવ તોનો આપણને પરિચય કરાવ્યો, સિદ્ધનું સ્વરૂપ સમજાવ્યું, સિદ્ધિનો માર્ગ દર્શાવ્યો, આત્મ તત્વ સમજાવ્યું અને ધર્મ માર્ગ પ્રરૂપ્યો માટે આવા ઉપકારી ભગવતોને સૌથી પ્રથમ સ્તવ્યા છે તે યોગ્ય જ છે અરિહ ત ભગવ તો ન હોય તો આપણને સિદ્ધ ભગવ તો છે, તેમનું આવું સ્વરૂપ છે અને આપણે તેમના માર્ગે ચાલવાથી સિદ્ધિ પદના ભોક્તા થઈ શકીએ

તેમ છીએ આ બધું યથાર્થ રીતે તે કોણુ સમજાવત ? આ બધું સર્વજ્ઞ સર્વ દર્શીશ્રીવીતરાગ અરિહંત ભગવંતોએ દર્શાવ્યું છે માટે જ સૌથી પ્રથમ અરિહંત ભગવંતોની આરાધના કરાય છે અરિહંતભગવંતના બારે ગુણોની પ્રાપ્તિની અભિલાષાથી આપણે પણ શ્રીઅરિહંત ભગવંતનું મન વચન કાયાથી-શુદ્ધિ શ્રદ્ધા અને શાંતિ પૂર્વક આરાધન કરી અરિહંત પદ પ્રાપ્ત કરીએ

અન્તમા—

"મહાગોપ મહામાહણ કહિયે, નિર્યામક સથ્થવાહ
ઉપમા એહવી જેહને છાજે, તે જીનનમિયે ઉત્સાહરે
× × × ×
અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાયરે
ભેદ છેદ કરી આતમા, અરિહંત રૂપી થાય રે"
(વીર જીનેસર)

उप्पन्न सन्नाण महोमयाण, सप्पाडि हरासण संठियाण
सदेसणाण दियसज्जणाण, नमो नमोहो उसयाजिणाण

ઉત્પન્ન થયુ છે ઉજ્વલ કેવલજ્ઞાન જેમને, અત્પ્રાતિ હાર્યથી યુક્ત આસન ઉપર બેઠેલા, અને સજ્જનોને સુંદર ધર્મ દેશના આપનાર એવા જીનેશ્વર ભગવંતોને સદા નમસ્કાર હો નમસ્કાર—

શ્રી સિદ્ધ પદનુ આરાધનઃ—

पनरस भेयपसिध्धे सि ं धे घणकम्मर ग विमुक्क
सि धाणत चउक्के झायह तम्मय मणा सयय

પંદર ભેદો વડે પ્રાપ્ત કરાતું, ગાઢ કર્મ બંધનથી

સિદ્ધ તે છે કે જે એક સમયે એક સિદ્ધ થયા (૧૪) અનેક સિદ્ધ તે કહેવાય છે કે જે એક સમયે અનેક સિદ્ધ થાય જેમ શ્રી ઋષભદેવ ભગવત વગેરે (૧૫)

સિદ્ધ ભગવતો આઠે કર્મથી રહિત છે તે આઠ કર્મના ક્ષયથી આઠ ગુણો આ પ્રમાણે પ્રાપ્ત થાય છે

૧ જ્ઞાના વરણીય કર્મના ક્ષયથી અનન્ત જ્ઞાનગુણ પ્રગટ થાય છે

૨ દર્શના વરણીય કર્મના ક્ષયથી અનન્ત દર્શનગુણ પ્રાપ્ત થાય છે

૩ વેદનીય કર્મના ક્ષયથી અન્યા બાધ સુખ પ્રાપ્ત થાય છે

૪ મોહનીય કર્મના ક્ષયથી ક્ષાયિક સમ્યકત્વ અને યથાખ્યાત ચારિત્ર ગુણ પ્રાપ્ત થાય છે જે અનત ચારિત્ર રૂપ છે

૫ આયુષ્ય કર્મના ક્ષયથી અક્ષય સ્થિતિ પ્રાપ્ત થાય છે જન્મ, જરા મૃત્યુના અભાવ રૂપ શાશ્વત સ્થિતિ રૂપ ગુણ પ્રાપ્ત થાય છે

૬ નામ કર્મના ક્ષયથી અરૂપીપણા રૂપ અમૂર્તત્વ ગુણ પ્રાપ્ત થાય છે

૭ ગોત્ર કર્મના ક્ષયથી અગુરૂ લઘુ ગુણ પ્રાપ્ત થાય છે

૮ અન્તરાય કર્મના ક્ષયથી અનન્તઆત્મવીર્ય વગેરે ગુણ પ્રાપ્ત થાય છે

જીવનો સ્વભાવ ઉર્ધ્વ ગામી છે જેમ તુંબડુ સદાયે પાણીમા તરે છે ધૂમાડો ઉંચે જ જાય છે તેમ આત્મા

સદાયે ઉર્ધ્વ ગામી સ્વભાવી છે પરતુ કર્મ પડલથી લેપા યેલો હોવાથી સસારમાં રહે છે કર્મ પડલ અલ્પ થતા સમૂલ નષ્ટ થતા ધનુષ્યમાથી છૂટેલા બાણુની માફક નીકળી તે સિદ્ધી સ્થાને પહોચે છે આ સ્થાનને સિદ્ધ શિલા કહે છે સિદ્ધ શિલા પીસ્તાલીશ લાખ યોજન લાબી પહોળી હોય છે લોકાગ્રે રહેલી છે શુદ્ધ સ્ફટિક સમાન ઉજ્વલ અને સ્વચ્છ છે, અને અર્જુન સુવર્ણમયી છે સર્વ કર્મથી રહિત થયેલા, રૂપ, રસગધ, સ્પર્શ વગેરે ગુણથી રહિત છતાયે અનત ગુણવાળા સિદ્ધ ભગવતો છે એકત્રીશ ગુણે સિદ્ધા ત્માનું સ્વરૂપ પણ સમજી શકાય છે માટે જ કહ્યું છે કે “ઈમ અડ કર્મ અભાવે અડગુણ, વળી ઇગતીસ કહેવાય વળી વિશેષે અનત અનતગુણ, નાણુનયણ નિરખાય ”

આવા અનત અનતગુણ વિભૂષીત નિજાનદ નિજસ્વરૂપાનદના ભોકતા સિદ્ધ ભગવતોને આપણે બીજા પદમાં આરાધીયે છીએ

સિદ્ધ ભગવતોને અનત ચતુષ્કમા અનત જ્ઞાન અનત દર્શન, અનત ચારિત્ર અને અન્ત વીર્ય કહેવાય છે

આવા શાશ્વત સિદ્ધ પદની પ્રાપ્તિને અર્થે આપણે સિદ્ધ પદની ઉપાસના કરીએ આ પ્રથમ બે પદમાં દેવત ત્વની આરાધના થાય છે સસારમા સર્વોત્તમ, સર્વ શ્રેષ્ઠ તત્વ દેવતત્વ છે અને તે સર્વ ગુણી, રાગ દ્વેષથી સર્વથા મુક્ત, જન્મ જરા આધિ વ્યાધિથી રહિત અને શાશ્વત અનત ગુણોથી શોભતા એજ દેવાધિ દેવ હોય આવું જ દેવતત્વ વદનીય છે, પૂજનીય છે ઉપાસનીય છે અને ધ્યાતવ્ય છે

સિદ્ધ ભગવંતોના આઠે ગુણોના ધ્યાન દ્વારા આપણે આઠ ગુણ સંપન્ન બની સિદ્ધિ પદ શીઘ્રાતિ શીઘ્ર પામીએ અને સાચા સિદ્ધ બનીએ એટલા માટે આ પદ આરાધન કરવાનું છે દ્રવ્ય અને ભાવથી સિદ્ધ પદનો આરાધક અવશ્ય સિદ્ધિ પામે છે

અન્તમાં—

રૂપાતીત સ્વભાવજે, કેવલ દંસણનાણીરે
તે ધ્યાતા નીજ આતમા, હોયે સિદ્ધ ગુણ ખાણીરે

× × × ×

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ
અષ્ટ કર્મમલ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ

× × × ×

ગુણ એકત્રીસ પરમાતમારે, તુરિયા આસ્વાદ (શિવ)
એવ ભુવનગે સિદ્ધ ધ્યાવારે, ગુણ ગુણનો આલ્હાદરે ,,
સુરમણ સુખ નિર્ઝરણારે અનંત ગુણનિ શ્રીધરે ,,
અનંત વર્ગે વર્ગિત કરીરે, તોપણ સુખ સમીપરે ,,

× × × ×

સકલ વિભાવ અભાવથી, પ્રગટ્યો શુદ્ધ સ્વભાવ
જેથી જ્ઞાન અનંત જસ, તે સિદ્ધ નમો ધરી ભાવ
અનંત જ્ઞાન દર્શન ધણી, રૂપ બળ આય અનંત
સાદિ અનંત સુખ અનુભવે, નમો સિદ્ધ ભગવંત

× × × ×

જાતિ જરા રૂજ મરણ નહિ જેને, અકલ અચલ અવિકારીરે
પુરણાનંદ પરમપદ સોહતા, અનંત અનુપમ ધારીરે
सिद्धाणमाण सुरमाउपाणं, नमो नमोऽणन्त चउक्कपाणं

આનંદરૂપી રમાના આશ્રય, અનંત ચતુષ્ક યુક્ત એવા સિદ્ધોને નમસ્કાર હો નમસ્કાર હો

આચાર્ય પદનું આરાધન—

पंचाचारपवित्ते, विसुद्धसिध्धंतदेसणुज्जुत्ते
परउवयार परिक्कपर, निच्चझाएह सूरिवर

પંચાચારથી પવિત્ર, સિધ્ધાંતની વિશુદ્ધ દેશના આપનાર, પર ઉપકારમાં તત્પર એવા સૂરિપુંગવનું નિરંતર ધ્યાન કરો

નવ પદમાં આચાર્ય ભગવતનું ત્રીજુ સ્થાન છે ગુરૂ તત્વમાં આચાર્ય ભગવંત સૌથી પ્રથમ છે આચાર્ય ભગવંતોને "નમું સૂરિ રાજા સદા તત્વ તાજા, જીનેદ્રાગમે પ્રૌઢ સામ્રાજ્ય ભાજા"નું બહુ માન આપી જીજીનશાસના રાજા કહ્યા છે આચાર્ય ભગવંતને છત્રીશ ગુણોથી શોભતા કહ્યા છે તેઓ સદાયે અપ્રમત્ત પણે પોતેશુદ્ધ પંચાચાર પાળતા અને બીજાની પાસે પળાવતા માન્યા છે, અને પરવાદિઓ સાથે વાદ કરી વિજય લક્ષ્મીને મેળવવામાં કેસરી સિંહ જેવા દુર્ધર માન્યા છે રાજા મહારાજાઓને પ્રતિબોધી જૈન શાસનની પ્રભાવના કરનાર, અને જૈન શાસનને દીપાવનાર કહ્યા છે

તેમને—

"પંચ આચાર જે સુધા પાળે મારગ ભાખે સાચો
અને
નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવ એસે, નહીં વિકથાનકષાય
જેહને તે આચારજ નમીએ, અકલુષ અમલ અમાય રે"

કહ્યા છે નિરંતર અપ્રમત્ત પણે શુદ્ધ ધર્મદેશના દેનાર, અને સદાયે ભવ્ય જીવોના ઉપકાર માટે તત્પર હોય છે

છત્રીશ ગુણો આ પ્રમાણે છે પાચે ઈન્દ્રિયોને જીત વાથી પાચગુણ, બ્રહ્મચર્યની નવ પ્રકારની નવ વાડનું યથાર્થ પણે પુર્ણ પાલણ કરત હોવાથી નવગુણ, ચારે પ્રકારના કષાયોથી રહિત, ક્રોધ-માન, માયા અને લોભથી અળગા રહે તેનાથી ચાર ગુણપ્રાપ્ત થાય છે પાંચે મહા વ્રતોને સુંદર રીતે અખંડ પણે પાલે તેના પાચગુણ, પાચ આચાર જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર આ પાચે આચારોને શુદ્ધ પણે પાળે, અને તેથી તેના પાચગુણ, પાચ સમિતિ અને ત્રણ ગુપ્તીનું યથાર્થ પણે પાલન કરે, આ અષ્ટ પ્રવચન માતાનુંયતનાપૂર્વક પાલન કરવાથી આઠ ગુણ પ્રાપ્ત થાય છે, એટલે ૫, ૯, ૪ ૫, ૫, ૫, ૩ = ૩૬ આ છત્રીશ ગુણોથી અલંકૃત આચાર્ય ભગવત હોય છે તેમજ જે છત્રીશ ગુણના ખમાસણા દેવાય છે તે ગુણો આ પ્રમાણે છે

૧૪ પ્રતિરૂપાદિ—

પ્રતિરૂપ, તેજસ્વીતા, યુગપ્રધાનાગમ, મધુર વાક્ય, ગાભીર્ય, ધૈર્ય, ઉપદેશ તત્પરતા, અપરિશ્રાવિ, (જેમના જાણવામા આવેલી ગુપ્ત વાત કદી પણ બહાર ન જાય તે) સૌમ્ય પ્રકૃતિ, સંગ્રહ શીલતા, અભિગ્રહ, અવિકત્થકતા (અનાત્મશ્લાઘિતા) અચપલતા, પ્રશાન્ત હૃદય

૧૦ ક્ષમાદિ ધર્મ—

ક્ષમા, મૃદુતા, આર્જવ, મુક્તિ, તપ, સંયમ, સત્ય શૌચ, આકિંચન્ય, બ્રહ્મચર્ય

૧૨ ભાવના

અનિત્યત્વ, અશરણુ, સંસાર, એકત્વ, અન્યત્વ અશુચિત્વ, આશ્રવ, સવર, નિર્જરા લોક સ્વભાવ, બોધિ દુર્લભતા, ધર્મ કથાર્હદુર્લભતા

આ સિવાય બીજી પણ ઘણી છત્રીશીઓ થાય છે

તેઓ જૈન શાસનું રક્ષણ-પ્રભાવના આદિમા સદાયે તત્પર હોય છે આવા ગુણ સંપન્ન આચાર્ય ભગવતનું ત્રીજે પદે સ્મરણ-ધ્યાન-આરાધન કરી આપણે પણ તે ઉત્તમ પદ પામી મુક્તિ-સિદ્ધિના શાશ્વત પદને પામીએ

આ જીવને માતા પિતા પતિ કે પુત્ર જે સુખ નથી આપી શકતા તે શાશ્વત સુખ આચાર્ય ભગવતની સેવાથી-આરાધનાથી જીવને પ્રાપ્ત થાય છે માટે આધિવ્યાધિ, ઉપાધિથી મુક્ત થઈ શુદ્ધ મનથી આચાર્ય પદનું આરાધન કરવું જોઈએ આચાર્ય ભગવતના છત્રી ગુણોના વિસ્તારમા છત્રીશ છત્રીશીઓ ઉપલબ્ધ થાય છે

આચાય ભગવત નિરતર અપ્રમત્ત રહી પચાચાર પાળે પળાવે, મુનિઓને સારણા, વાયણા, ચોયણા, પાડિચોયણા ચારે પ્રકારની શિક્ષા આપે, શુદ્ધ શાસ્ત્ર આનુસારી ધર્મ દેશના પ્રરૂપે છે અને તેથી કહ્યું છે

" ઉત્કૃષ્ટા ત્રીજે, ભવે પામે અવિચળ ઠાણ "

આવા આચાર્ય પદની આરાધનાથી આપણામા ઉત્તમ ગુણ દશા જાગે છે અને આપણે પણ શાશ્વત અવિચલ સ્થાનકના ભોકતા બનીયે છીએ

અન્તમા—

ધ્યાતા આચરજ ભલા, મહામંત્ર શુભ ધ્યાનીરે
પંચપ્રસ્થાને આતમા, આચારજ હોય પ્રાણીરે
× × × ×
છત્રીશ છત્રીશી ગુણે, યુગ પ્રધાન મુણીંદ
જીનમત પરમત જાણુતા, નમો તેહ સૂરીંદ
× × × ×
આઠ પ્રમાદ તજી ઉપદેશે, વિકથા સાત નિવારે
ચાર શિક્ષા કરજીન પડિ બોહે, ચઉ અનુયોગ સંભાળે
પડિરૂવાદિકચૌદ ગુણધારી, ક્ષાંતિ પ્રમુખ દશ ધર્મ
બાર ભાવનાભાવિત નિજ આતમ, એ છત્રીશ ગુણ વર્મ
× × × ×
નમું સૂરિરાજા સદાતત્વતાજા, જીને દ્રાગમે પ્રૌઢ સામ્રાજ્ય ભાજા
ષટ્ વર્ગવર્ગિત ગુણે શોભમાના, પંચાચારને પાલવે સાવધાના
ભવિ પ્રાણીને દેશના દેશકાળે, સદા અપ્રમત્તાયથા સૂત્ર આલે
જિકેશાસનાધાર દિગ્દંતિ કલ્પા, જગે તે ચિરંજીવજો શુદ્ધ જલ્પા
અત્થમિયે જીન સૂરજ કેવલ, ચંદે જે જગદીવો
ભૂવન પદારથ પ્રકટ નપટુ તે, આચાર જ ચિર જીવો
सुरीण दुरीकयकुग्गहाण नमो नमोसूर समप्पहाण

જેમણે કદગ્રહને દૂર કર્યો છે અને સૂર્ય સમાન તેજસ્વી છે તે સૂરિપુંગવને વારવાર નમન હો.

ઉપાધ્યાય પદનુ આરાધન—

गणतित्तीसु निउत्तेसुत्तत्थज्झावणमिउज्जुत्ते
सज्झाए लीणमने सम्मझाएह उज्झाए

ગણુ (ગચ્છ)ની રક્ષા કરવામા તત્પર, સુત્રાર્થના ધ્યાનમા ઉદ્યુક્ત, અને સજ્ઝાયમા લીન–તદાકાર એવા શ્રી ઉપાધ્યાયજી મહારાજને સારી રીતે ધ્યાવો

નવ પદમાં ચતુર્થ સ્થાને બિરાજમાન આ ઉપાધ્યાયજી મહારાજ, ગચ્છમાં રહેલા સમસ્ત સાધુગણુની સતત રક્ષા કરે છે સાધુ જીવનમા ઉપયોગી તત્વોની પુર્તિ કરી આપે છે તેમજ સાધુઓને પઠનપાઠનમા જાગૃતિ આપે છે ઉપાધ્યાયજી મહારાજ પાચે પ્રકારના સ્વાધ્યાયમા–વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, અને ધર્મ કથામા સદાયે તત્પર હોય છે ઉપાધ્યાયજી મહારાજ તો "નહિ સૂરિ પણ સૂરિ ગણુને સહાયા" છે તેમજ "ત્યક્ત મદ મોહ માયા" છે અને "વળી દ્વાદશાંગાદિ સૂત્રાર્થ દાને, જીકે સાવધાના નિરૂદ્વાભિમાને" કહ્યા છે

ઉપાધ્યાયજી મહારાજ પરમ ત્યાગી સવેગી હોય છે સૂત્રાર્થ દાનમાં તત્પર હોય છે ખીર નીરનો વિવેક કરનાર-જાણુનાર હોય છે

"તપસજ્ઝાયે રતસદા, દ્વાદશ અગનો ધ્યાતા રે
ઉપાધ્યાય તે આતમા, જગ બન્ધવ જગ ભ્રાતા રે"

ઉપાધ્યાયજી મહારાજમા મુરખ શિષ્યને પણુ જ્ઞાની બનાવવાની શક્તિ છે "પહાણુને પલ્લવ આણે"ની અપૂર્વ શકિત હોય છે ઉપાધ્યાયજી તો સસાર સમુદ્રથી તારનાર કુશલ નિર્યામક છે

"એ ઉવજ્ઝાય નિર્યામક પામી, તુતો ભવસાયર સુખે તર ।"

ઉપાધ્યાયજી મહારાજ પચ્ચીશ ગુણોથી વિભુષીત હોય છે અગીયાર અગ, બાર ઉપાગને જાણે અને ચરણ સીત્તરી અને કરણ સીત્તરીને પાળે તેમજ અગીયાર અગ અને ચૌદ પૂર્વનું અધ્યયન કરવું અને કરાવવું આ તેમની ગુણ પચ્ચીશી છે તેનું ટુકુ સ્વરૂપ આ પ્રમાણે છે અને આવી પચ્ચીશ પચ્ચીશી પણ છે

ઉપાધ્યાયજીના પચીશ ગુણ આ પ્રમાણે છે

**૧૧ અગપઠન પાઠન તત્પરતા**—શ્રી આચારાગ, શ્રી સૂત્રકૃતાંગ, શ્રી સ્થાનાગ, શ્રી સમવાયાગ, શ્રી ભગવત્ય ગ, શ્રી જ્ઞાતા ધર્મ કથાગ, શ્રી ઉપાસક દશાગ, શ્રી અ ત કૃદશાગ, શ્રી અનુત્તરોપપાતિકદશાગ, શ્રી પ્રશ્ન વ્યાકરણાંગ, શ્રી વિપાકાગ

**૧૪ પૂર્વ પઠન પાઠન તત્પરતા**—શ્રી ઉત્પાદ, શ્રી અગ્રાયણીય, શ્રી વીર્યપ્રવાદ, શ્રી અસ્તિ નાસ્તિપ્રવાદ, શ્રી જ્ઞાનપ્ર, શ્રી સત્ય પ્ર૦, શ્રી વિદ્યા પ્ર૦, શ્રી કલ્યાણ પ્ર૦, શ્રી પ્રાણાવાય, શ્રી ક્રિયાવિશાલ, શ્રી લોક બિન્દુસાર

ઉપાધ્યાયજી મહારાજ સસાર વિષના વૈદ્ય છે જ્ઞાના જન આપી અજ્ઞાન અ ધકાર દૂર કરનાર કુશલ વૈદ્ય છે મોહ નાગનું ઝેર ઉતારે છે ભાવના ચ દન સમશીતલ વચનોથી ભવ્ય જીવોને પ્રતિબોધે છે સસાર સમુદ્રના નિર્યામક છે

આવા મહાન ઉપાધ્યાય પદને આરાધી આપણે પણ આવા ગુણવાન બની ઉત્તમપદ શાશ્વત્ સ્થાન પામીયે

ઉપાધ્યાયજી મહારાજ પણ ઉત્કૃષ્ટે ત્રીજા ભવે શાશ્વતપદ–મોક્ષ સ્થાનનો ભોક્તા બને છે

અન્તમાં—

રાજકુમાર સરિખા ગણચિંતક, આચરજ પદ યોગ
જે ઉવજ્ઝાય સદા તે નમતા નાવે ભવભય સોગરે
બાવના ચંદન રસ સમવચણે, અહિત તાપ સવિટાલે
તે ઉવજ્ઝાય નમી જે જે વળી, જીનશાસન અજુવાળેરે

× × × ×

સત્ય શૌચ સંતોષ યુત, ચિત્ત પ્રસન્ન દયાળ
ખલ ત્યાગી ઇંદ્રી જયી સાતે સુખે સુખાલ
શ્રુત ધરતત્વ સુધારસી, ખસી વિભાવ વિરાધી
વસી બુદ્ધિ જીન આગમે, તે ઉવજ્ઝાય આરાધી
શિષ્ય વર્ગને શિખવે, સૂત્રારથ ધરી નેહ
પહાણને રયણ સમા કરે, પણવીસગુણના ગેહ
ભાવવાચક ત્રીજે ભવે, લહે શિવ સુખ નિરધાર

× × × ×

---

ચરણ સીત્તરી અને કરણ સીત્તરીનું ટુંક સ્વરૂપ આ પ્રમાણે છે પ્રથમ ચરણ સીત્તરીનું સ્વરૂપ આ પ્રમાણે છે

वयसमण धम्मसं जमवे आवच्च च बंभगुत्ती
नाणाइतिअ तव कोह निग्गहाइ चरण ओमेअ

૫ વ્રત, ૧૦ શ્રમણ ધર્મ, ૧૭ સંયમ, ૧૦ વૈયાવૃત્ય, ૯ બ્રહ્મ ગુપ્તિ, ૩ જ્ઞાનાદિ, ૧૨ તપ અને ૪ ક્રોધાદિનિગ્રહ આ પ્રમાણે સીત્તેર ભેદો છે

કરણ સીત્તરી ( ક્રિયાના ૭૦ ભેદો )

पिंड विसोही समिइ, भावण पडिमाय इंदिय निरोहो
पडिलेहण गुत्तीओ अभिग्गहा चेव करण तु

૪ પિંડ શુદ્ધિ ૫ સમિતિ, ૧૨ ભાવના ૧૨ પ્રતિમા, ૨૫ પ્રતિ લે

વાદી મતગજ કેસરી, પણ વીસ ભાવનાધાર
सुत्तत्थ वित्थारण तप्पराण नमो नमो वायग कुंजराण
સૂત્રને અર્થના વિસ્તારમા તત્પર એવા વાદી મતગ
ઉપાધ્યાયજી મહારાજને નમસ્કાર હો નમસ્કાર હો

સાધુ પદનુ આરાધન —
सव्वासु कम्म भूमिसु विहरते गुणगणेहिंसजुत्ते
गुत्ते मुत्तेझायह मुणिराय निट्ठिय कसाए

સર્વ કર્મ ભૂમીમા વિહરતા, ગુણસમુહથી સયુક્ત, ગુપ્ત, મુક્ત, કષાયનો જય કરનાર મુનિરાજને નિરતર ધ્યાવો

નવ પદમા પાચમુ સાધુ પદ છે અહીં નમોલોએ સવ્વસાહુણ કહ્યુ છે તેનું કારણ એ છે કે સર્વ કર્મ ભૂમીમા વિચરતા સાધુઓને વદના કરી છે સાધુઓમાં સ્થવિરકલ્પી અને જીનકલ્પી બન્ને સાધુઓ સરખા માની તેમને નમસ્કાર કર્યો છે સાધુઓના સત્યાવીશ ગુણોથી શોભતા, સર્વત્ર વિચરતા જીનકલ્પી અને સ્થવિરકલ્પી સર્વ સાધુઓને વદના કરવા નમોલોએ કહ્યુ છે

સાધુઓમા પ્રમાદી સાધુ છે, અપ્રમાદી સાધુઓ છે, પ્રતિમા કલ્પી સાધુ છે, અપ્રતિમા કલ્પી સાધુ છે, ચૌદ પૂર્વી કે અષ્ટ પ્રવચન માતા માત્રના જ્ઞાનવાળા પણ સાધુ છે અર્થાત્ જીનકલ્પી, સ્થવિરકલ્પિ પ્રતિમાકલ્પી, અપ્રતિમાકલ્પી, પ્રમાદી અપ્રમાદી બધા સાધુઓને સમાન ગણી નમોલોએ સવ્વ સાહુણ કહ્યુ છે સાધુતાનું મુખ્ય લક્ષણ એટલુ જ કે શ્રી જીનેશ્વરની આજ્ઞા અતકરણ પૂર્વક માને અને શુદ્ધ આચાર વિચાર પૂર્વક મન, વાણી અને કર્મથી હિંસા, જુઠ, ચોરી, અબ્રહ્મ,

પરિગ્રહનો ત્યાગ અને વ્યવહારથી પણ જીનાજ્ઞાનો ધારક હોય જ તેમજ કચન અને કામિનીનો ત્યાગી હોવો જોઈએ જેમનામાં એ ત્યાગ છે તે સઘળા સાધુ છે અને તે સઘળાને સાધુના સરખા પદે આરાધવા એ શાસનની આજ્ઞા છે

મોક્ષમાર્ગની સાધના સાધે તે સાધુ સ્વ અને પરનું કલ્યાણ કરે તે સાધુ છ વ્રત, છ જીવનીકાયની રક્ષા, પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ, લોભ ત્યાગ (સતોષ) ક્ષમા, શુભ ભાવનાભાવે, પ્રતિલેખનાદિ શુદ્ધ ક્રિયા કરે, સયમ યોગથી યુક્ત, મન ગુપ્તી, વચન ગુપ્તિ, કાય ગુપ્તિએ ગુપ્ત ક્ષુધાદિ બાવીશપરીષહજયમા સમર્થ, મરણાત ઉપસર્ગાદિ સહનમા તત્પર આવા સત્યાવીશ ગુણોથી શોભે તે સાધુ તે ગુણો આ પ્રમાણે છે

સાધુના ૨૭ ગુણ

૬ વ્રતો–પ્રાણાતિપાત વિરમણ, મૃષાવાદ વિર૦ અદ તાદાન વિર૦ મૈથુન વિર૦ પરિગ્રહ વિર૦ રાત્રિ ભોજન વિર૦

૬ કાયરક્ષા–પૃથ્વીકાયરક્ષણ, અપકાયર૦ તેજકાયર, વાયુકાયર૦, વનસ્પતિ કાયર૦ ત્રસકાયર૦

૫ ઇન્દ્રિય નિગ્રહ—સ્પર્શેન્દ્રિયનિગ્રહ, રસનેદ્રિય નિગ્રહ, ઘ્રાણેદ્રિયનિગ્રહ, ચક્ષુરિન્દ્રિયનિગ્રહ, શ્રોતેદ્રિયનિગ્રહ

૧૦ લોભનિગ્રહ, ક્ષાન્તિ, ભાવવિશુદ્ધિ, પ્રતિલેખનાદિ ક્રિયા શુદ્ધિ સયમયોગયુકતતા અકુશલયોગ નિરોધ–મન-વચન-કાયાનોનિરોધ શીતાદિ પરિષહ સહનતા મારણાન્તિક પરિષહ સહનતા

સાધુપદની મહત્તા વર્ણવતા કહ્યું છે કે

" કરે સેવના સૂરિવાચક ગણિની, કરું વર્ણના તે
હનીશી મુણિની
સમિતા સદા પચ સમિતિ ત્રિગુપ્તા, ત્રિગુપ્ને નહીં કામ
ભોગેષુ લીસા
વળી બાહ્ય અભ્યતર ગ્રથિગાળી, હોયે મુક્તિને યોગ્ય
ચારિત્ર પાળી,
શુભાશ્રાઝ યોગે રમે ચિત્તવાળી, નમું સાધુને તેહ નિજ
પાપ ટાળી

આવા મહાત્માઓની આરાધના, ઉપાસના સેવા અને ભક્તિથી આત્મ શુદ્ધિ–આત્મ કલ્યાણ જરૂર થાય જ

જે સાધુ મહાત્માઓ નિરતર આત્માના શુદ્ધ સ્વભાવમા રમણ કરે છે, જેમને માન નથી માયા નથી, મમતા નથી, અને જે ધ્યાન, તપ, કાઉસ્સગ્ગ, અભ્યાસ–સ્વાધ્યાયમાસદાયે તત્પર છે તપ તેજથી દેદીપ્યમાન છે, કર્મનો નાશ કરવામા તત્પર છે, જે કદીયે પારકી આશા રાખતા નથી એવા કરૂણાના સાગર અને ત્રણ લોકના બધુ છે, તે સાધુ મહાત્માઓ સદાયે વદનીય છે

સાધુઓ સદાયે સતોષી, મધુકરી વૃત્તિથી માત્ર દેહ ટકાવવા ખાતરજ ગૌચરીલ્યે, પાચે ઇન્દ્રિયોને પાળે છજીવ નિ કાયનું રક્ષણ કરે, અઢાર સહસ્ર શિલાગના ધોરી, સુંદર આચારને પાળે, જયણા પૂર્વક ક્રિયા–સયમ જીવન આરાધે, નવવિધ બ્રહ્મચર્યને પાળનાર, બારે પ્રકારના તપમા શૂરા આવા ગુણ સપન સાધુઓને વાદે આરાધે તે પુણ્યશાલી સમજવા

જે પુણ્યાત્મામુમુક્ષુ આવા સાધુઓનું શરણ સ્વીકારે છે તેણે તો

" જેણે એ ઋષિનુ શરણ કર્યું તેણે
પાણી પહેલા બાધી પાળ "

અન્તમા ક્ષમાશીલ, ઇંદ્રિયોનુ દમન કરનાર પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી યુકત, માયા મમતાથી મુકત, ગુણ સમુહથી શોભતા, પ્રમાદ રહિત અને મોહને માયાથી રહિત એવા મુનિવરના ચરણ કમલનું નિરતર ધ્યાન કરો હે ભવ્યાત્મા તારૂ એથી જરૂર કલ્યાણ છે તેમની આરાધના કરવાથી આવા ઉત્તમ પદના સેવનથી તું ઉત્તમ બનીશ અને સિદ્ધ બુદ્ધ મુકત પણ થઇશ

સાધુ પદના ગુણોનું ધ્યાન કરી આપણે કયારે એવા ઉત્તમ ગુણ સપન્ન સાધુ બની આત્માનું સાધીશુ તેવી ભાવના ભાવી, ગુણ મેળવી-ગુણી બની કયારે કર્મમલ ટાળી સિદ્ધ બુદ્ધ મુકત બનીશું તે ભાવવાનું છે

આવા સાધુ પુરૂષો સદાયે વદનીય છે

અપ્રમત્ત જે નિત્ય રહે, નવિ હરખેનવિશોચેરે
સાધુ સુધા તે આતમા, શું મૂંડે શું લોચરે

× × × ×

નવવિધ બ્રહ્મ ગુપ્તિ જે પાળે, બારસવિહ તપ શૂરા
એહવા મુનિ નમિયે જો પ્રગટે, પૂરવ પૂણ્ય અકુરારે
સોનાતણી પરે પરીક્ષા દીસે, દિન દિન ચઢતે વાને
સજમ ખપ કરતા મુનિ નમીયે, દેશકાળ અનુસાનેરે

× × × ×

બાહ્ય અભ્યંતર તપ તપે, સોહપદ કરે આપ
તે મુનિવરને વાંદતા, પલકમાં જાએ પાપ
x x x x
ચઉદ અભ્યંતર ગ્રંથી તજીને, જેહ થયા નિર્ગ્રંથ
અશરણ શરણ તરણ તારણ મુનિ, ચલવે શિવપુર પથરે
બહુ શ્રુત તપસીલબ્ધિના ધારી, મત દૂષણ પરિહારી
અપ્રમત્ત ગુણઠાણ ધ્યારી, મુનિ નમો એમ સમારીરે
साहुण गमाहिअगनमाण नमोनमो सुद्ध दयादमाण

જેમણે સુંદર રીતે સંયમની સાધના કરી છે, ક્ષમા, અને ઇંદ્રિય દમનથી શુદ્ધ છે તે સાધુઓને નમસ્કાર હો નમસ્કાર હો

દર્શન પદનું આરાધન —

सव्वन्नुपणीयागम पयडियतत्तत्थ सद्दहणरूवं
दसण रयणपईवं निच्चं धारेह मणभवणे

શ્રી સર્વજ્ઞ ભગવંત પ્રણીત આગમ તત્વની શ્રદ્ધારૂપ એવા દર્શન રૂપી રત્ન દીપકને નિરંતર મનોમંદિરમાં ધારણ કરો

શ્રી સર્વજ્ઞ ભગવંતે પ્રતિપાદન કરેલા જીવ, અજીવ પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ આ નવ તત્વ, તથા ષટ્ દ્રવ્યો, ચાર નિક્ષેપા બે પ્રમાણ, સપ્તનય, સપ્તભંગી, તથા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ આદિ પદાર્થોમાં શ્રદ્ધા અને અનન્તાનુબંધી ચારે કષાયોનો, તથા મિથ્યાત્વ મોહનીયાદિનો ક્ષય, ક્ષયોપશમ અને ઉપશમથી નિર્મલ આત્મ પરિણામ તે સમ્યગ્ દર્શન છે

જ્યારે જીવ અપૂર્વ કરણ કરે છે અને કર્મ સ્થિતિ અન્ત કોટા કોટી સાગરોપમ પ્રમાણ રહે છે, ત્યારે સમ્યગ્ દર્શન પ્રાપ્ત થાય છે આ સમ્યગ્ દર્શની જીવને શુદ્ધ દેવ ગુરૂ ધર્મ ઉપર દૃઢ અનુરાગ અને શ્રદ્ધા જાગે છે ભવાબ્ધિ નદી અને બહુલકર્મો જીવોને આ વસ્તુ સહજ કે સુલભનથી સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યો પછી અર્ધ પુદ્ગલ પરાવર્તથી અધિક સસારમા રહેવાપણું જીવનું નથી રહેતું તેનુ ભવ ભ્રમણ મર્યાદિત થઈ જાય છે સમ્યક્ત્વના ઉપશમ, ક્ષયોપશમિક અને ક્ષાયિક ત્રણ ભેદો છે તેમા ઉપશમસમ્યક્ત્વ, આ સમ્યક્ત્વ આખા ભવચક્રમા વધારેમા વધારે પાચ વાર પ્રાપ્ત થાય છે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ અસખ્યાતી વખત પ્રાપ્ત થાય છે અને ક્ષાયિક સમ્યક્ત્વ આખા ભવચક્રમાં એક જ વખત આવે છે અને તે કદીપણ જતું નથી મોક્ષમા પણ જીવને ક્ષાયિક સમ્યક્ત્વ, કેવલ જ્ઞાન અને વીતરાગપણું છેજ

સમ્યક્ત્વ એતો ધર્મ મદિરનો પાયો છે, ધર્મ વૃક્ષનું મૂલ છે મુક્તિ મદિરનો દરવાજો છે સમ્યક્ત્વ એતો ગુણ રત્નનું નિધાન છે સમ્યક્ત્વતો પરમ ઉપશમ-ક્ષમા ભાવનું અનુપમ પાત્ર છે સમ્યક્ત્વ તો મોહાધકાર દૂર કરવા માટે રત્ન દીપક સમાન છે મોહ સામ્રાજ્યનો નાશ કરવા માટે સમ્યક્ત્વ તો સુદર્શન ચક્ર છે સમ્યક્ત્વ એનો મુક્તિ પ્રાપ્તિનું અપૂર્વ અને અનૂપમ કારણ છે

આદર્શન—સમ્યક્ત્વ ૬૭ ભેદે છે સદ્દહણા ૪, લિંગ ૩, વિનય ૧૦, શુદ્ધિ ૩, દૂષણ ત્યાગ ૫, પ્રભાવક ૮, ભૂષણ, ૮, લક્ષણ, ૫, યતના (ત્યાગ) ૬, આગાર, ૬ ભાવના ૬, સ્થાન, ૬ આ સડસઠ ભેદો આપ્રમાણે છે,

૬ ભાવના—ધર્મવૃક્ષમૂલ, ધર્મપુરદ્વાર, ધર્મપ્રાસાદ પીઠ, ધર્માધાર, ધર્મભાજન, ધર્મનિધાન

૬ સ્થાન—અસ્તિજીવ, નિત્યાનિત્યોજીવ, કર્મનોકર્ત્તા કર્મનો ભોક્તા, જીવનો મોક્ષ છે, અને મોક્ષોપાય છે આવી રીતે સમકીતના સડસઠ ગુણ ટુકમા અહીં આપ્યા છે અને—

સમકીત વિણુ નવ પૂરવી, અજ્ઞાની કહેવાય
સમકીત વિણુ સસારમા, અરહોપરહો અથડાય

× × × ×

ભિન્ન મુહુર્ત દરશન ફરસનસે અર્ધ પરિયટ્ટે સિઝીયે

સમ્યકદર્શન એટલે શ્રી જીનેશ્વર ભગવતે કહેલા તત્વો, પદાર્થો–દ્રવ્યો ઉપર પૂર્ણ શ્રદ્ધા 'तमेवसच्चमिसक्कजिणें हिपवेइयं' રૂપવૃત્તિ જાગે સમ્યગ્ દર્શન ગુણોની ખાણ છે, સમ્યગ્ દર્શનથી કદાગ્રહટલે, કુમતિટલે અરે એતો ભવવ્યાધિ નિવારણનું અમોઘ રસાયણ છે

આ પદનું આરાધન કરનાર મુમુક્ષુની દીનતા જાય, તેનામા સન્મતી, સદાચાર, અદીનતા અભયવૃત્તિ અને દૃઢ શ્રદ્ધા જાગે

આ પદનું આરાધન કરી મનોમંદિરમા સમ્યગ્દર્શન રૂપી રત્નદીપકને પધરાવી સન્માર્ગગામી બનીયે અને સિદ્ધિ પદ પ્રાપ્ત કરીયે

અન્તમા—

શમ સવેગાદિકગુણા, ક્ષય ઉપશમ જે આવે રે
દર્શન તેહીજ આતમા, શું હોય નામ ધરાવે રે

વિના જેહથી જ્ઞાનમજ્ઞાનરૂપ, ચરિત્ર વિચિત્ર ભવારણ્ય કુપ
પ્રકૃતિ સાતને ઉપશમે ક્ષયે તે હોવે, તિહા આપ રૂપે સદા
આપ એવે

સમકિતી અડપવયણ ધણી, પણ જ્ઞાની કહેવાય
અર્દ્ધ પુદ્ગલ પરાવર્તમા, સકલ કર્મમલ જાય
તરૂમા જીમસુરતરૂ વડો હોમીતા, સુરમણિ રયણ મોજાર
તીમ સઘળા ગુણમા વડો હોમીતા, સમક્તિ ગુણ નિરધાર રે

× × × ×

જીનભક્તિ ગુરૂસેવના હોમિતા, કરૂણા જીવની સાર
સઘભક્તિ તીર્થ જાતરા, સમકિત નિર્મલકાર રે
जिणुत्त-तेरइलक्खणस्स, नमोनमोनिम्मलदंमणस्स

જીનેશ્વર ભગવતના તત્ત્વમા રૂચી રૂપ નિર્મલ દર્શનને નમસ્કાર હો નમસ્કાર હો

જ્ઞાન પદનુ આરાધાન —

जीवा जीवाइ पयत्थसत्थ तत्तावबोहरु वच
नाणं सव्वगुणाण मूल सिक्खेह विणएण

જીવાજીવાદિ પદાર્થ, શાસ્ત્ર અને તત્ત્વના અવબોધરૂપ, સર્વગુણોના મૂલરૂપ એવા જ્ઞાનને વિનયપૂર્વક આરાધો શિખો

જ્ઞાનને તો સસારમા અપૂર્વ દીપક સમાન કહ્યુ છે જેનાથી માનવી જીવનુ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ જાણી શકે છે જ્ઞાન એ આત્માનો સ્વગુણ છે, અજ્ઞાન એ વિભાવદશા છે જેનિજ્ઞાનજ્યોતિ પ્રકાશીત છે તેને આત્મ સ્વરૂપ, નિજાનદ અને સ્વભાવદશાનુ વાસ્તિક સ્વરૂપ સમજાય છે જડ અને ચેતનના ગુણદોષ ને વિભાગ

સમ્યગ્જ્ઞાન છે

આ સમ્યગ્ જ્ઞાનને મોહાધાકારને ભેદવા માટે અપૂર્વ સૂર્ય રૂપ કહેલ છે સમ્યગ્જ્ઞાન અજ્ઞાનાધકારનો નાશ કરવા માટે માણેકના દીપકરૂપ છે જે દીપક કદી ઓલવાતો નથી, ઢકાતો નથી, જેને તેલ, વાટ, કેકોડીયાની જરૂર નથી એવો અપૂર્વ દીપક સમ્યગજ્ઞાન છે

આ સમ્યગ્જ્ઞાન દીપકના પ્રતાપે ભક્ષ્ય અભક્ષ્ય, પેય અને અપેય, હીતઅને અહિત, હેય જ્ઞેયને ઉપાદેય, ક્ષીર નીરનો વિવેક વગેરે સમજાય છે

સમ્યગ્જ્ઞાન નિર્જરાનું પરમ સાધન છે મોહરૂપી મદો ન્મત્ત હાથીનો મદ ઉતારવા માટે સમ્યગજ્ઞાન કેસરીસિંહ જેવું છે સમ્યગજ્ઞાન સમ્યગદર્શનની નિર્મલતાઅનેવૃદ્ધિનું કારણ છે

"સકલ ક્રિયાનું મૂલ જે શ્રદ્ધા તેહનું મૂલ જે કહિયે
તેહ જ્ઞાન નિતનિત વદી જે, તે વિણ કહો કેમ નહિયે"

કહેવાયું છે તે વાસ્તવિક છે

જીવને આશ્રવનું સ્વરૂપ સમજાવી કર્મસમુહને આવતા રોકવાનું કર્તવ્યસામર્થ્ય જ્ઞાન પ્રેરે છે નિબીડ કર્મોના નાશનું સાધન જ્ઞાન છે

"બહુ કોડયો વરસે ખપે, કર્મ અજ્ઞાને જેહ
જ્ઞાની શ્વસોશ્વાસમા, કર્મ ખપાવે તેહ"

એટલા માટે જ કહેવાયું છે

જ્ઞાન તો પરમ અમૃત છે, પરમ રસાયન છે, જ્ઞાન પરમ ઔષધ છે જૂઓ —

पीयूषमसमुद्रोत्थं रसायनमनौषधम्
अनन्यापेक्ष मैश्वर्यं ज्ञानमाहुर्मनीषिण

જ્ઞાન, સમુદ્રથી નહિ ઉત્પન્ન થયેલુ અમૃત છે, જ્ઞાન ઔષધ વિનાનું રસાયન-જન્મ જરા અને મરણને હણનારૂં અપૂર્વ રસાયન છે, જ્ઞાન અન્ય અપેક્ષા-હાથી-ઘોડા-રાજ ઋદ્ધિની અપેક્ષા વિનાનું અનન્ય ઐશ્વર્ય છે એમ જ્ઞાની પુરૂષો કહે છે

જ્ઞાન રાગ દ્વેષની પરિણુતિમદ કરી મોક્ષ માર્ગ બતાવનાર પરમ જ્યોતિ છે જીવનમા જ્યા અશાન્તિનો દાવાનલ સળગતો હોય છે ત્યા જ્ઞાન એતો મહામેઘનું કામ કરી અપૂર્વ શાતિ વરસાવે છે આધિ વ્યાધિને ઉપાધીથી પીડાતા માનવીને જ્ઞાન પરમ શાંતિ આપનાર છે

જ્ઞાનના એકાવન ભેદો આ પ્રમાણે છે

૨૮ મતિજ્ઞાન—વ્યજનાવગ્રહ ચાર ભેદે છે સ્પર્શન, રસન, ઘ્રાણ, શ્રોત્ર અર્થાવગ્રહ છ ભેદે છે, સ્પર્શન, રસન, ઘ્રાણચક્ષુ, શ્રોત્ર, અને મન ઈહાના, અપાયના અને ધારણાના છ છ ભેદો છે

૧૪ શ્રુતજ્ઞાન—અક્ષરશ્રુત, અનક્ષરશ્રુત, સજ્ઞિશ્રુત, અસજ્ઞિશ્રુત, સમ્યકશ્રુત, મિથ્યાશ્રુત, સાદિશ્રુત, અનાદિશ્રુત, સાન્તશ્રુત, અનન્તશ્રુત, ગમિકશ્રુત, અગમિકશ્રુત, અગપ્રવિષ્ટ, અનગ પ્રવિષ્ટ

૬ અવધિજ્ઞાન—આનુગામિક, અનાનુગામિક, વર્ધમાન, હીયમાન, પ્રતિપાતિ અને અપ્રતિપાતિ

૨ મન પર્યવજ્ઞાન—ઋજુમતિ, વિપુલમતિ

૧ કેવલજ્ઞાન—લોકાલોક પ્રકાશક

જ્ઞાન અજ્ઞાનાધાકારનો નાશ કરવામા સૂર્ય સમાન છે, જ્ઞાન એનો જગતના નેત્રરૂપ છે, જ્ઞાન નીતિરૂપી નદી-આ શીરથી માટે તો હીમાચલ સરખુ છે જ્ઞાન કષાયોને દૂર કરનારૂં છે, નિવૃત્તિને વશ કરવા માટે તો જ્ઞાન ઉત્તમ મત્ર સરખુ છે, અને જ્ઞાન મનને પવિત્ર કરનારૂ છે-જ્ઞાનથી મન-વશમા આવી-શુદ્ધ-પવિત્ર થાય છે, આ જ્ઞાન સ્વર્ગ અને મોક્ષ પ્રદ છે

જ્ઞાન અને જ્ઞાનીની ભક્તિ પૂર્વક આગળ વધી જીવની મૂલદશા-સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત કરી આપણે પણ કર્મક્ષય કરી સિદ્ધ બુદ્ધ અને મુક્ત થઈ એ

અન્તમા—

જ્ઞાનાવર્ણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાય રે
તોહુએ એહિજ આતમા, જ્ઞાન અબોધતા જાય રે

× × × ×

પ્રથમ જ્ઞાનને પછી અહિંસા, શ્રી સિદ્ધાતે ભાખ્યુ
જ્ઞાનનેવદો જ્ઞાનમનિદો, જ્ઞાનીયે શિવ સુખ ચાખ્યુ રે

× × × ×

અજ્ઞાની કરશે કિશ્યુ રે, શું લહેશે પુણ્યને પાપ રે
પુણ્ય પાપ નાણી લહેરે, કરે નિજ નિર્મલ આપ રે

× × × ×

અક્ષય સુખ આધાર જે, ધ્યાન કલ્પતરૂ મૂલ
વરણુ હેતુ શ્રુતજ્ઞાન છે, શિવ સુખને અનુકૂળ

× × × ×

ज्ञानादृवि दतिरत्न कृत्यम कृत्यजात
ज्ञानाच्चरित्रममल, चसमा चरन्ति

ज्ञानाच्चभव्य भवनिः शिवमाप्नुवन्ति
ज्ञाननिदानमखिलोत्तमशर्मलक्ष्म्याः

જ્ઞાનથી નિશ્ચયે કૃત્ય અને અકૃત્યનું જ્ઞાન થાય છે જ્ઞાનથી નિર્મળ ચારિત્ર પાળે છે જ્ઞાનથી ઉત્તમભવિ જીવો કલ્યાણ પામે છે, અને જ્ઞાનથી મોક્ષ લક્ષ્મીનું ઉત્તમ સુખ પામે છે

વળી જ્ઞાનનો મહિમા ગાતા કહ્યુ છે કે

ज्ञानस्यात् कुमतान्धकारतरणिर्ज्ञानं जगल्लोचनं
ज्ञाननीतिनर गिणीकुलगिरि र्ज्ञानकषायापह
ज्ञाननिवृत्ति वश्यमन्त्रममल ज्ञानमनः पावनं
ज्ञानपचविषयजेहम निशस्वर्गापवर्गप्रदम्

આનો ભાવ આગળ આપી દીધો છે

अनाणसमोहतमोहरस्स नमोनमो नाणदिवायरस्स

અજ્ઞાન, મોહરૂપ અ ધકાર સમુહને નાશ કરનાર જ્ઞાન દિવાકરને નમન હો નમન હો

ચરિત્રપદનું આરાધન —

असुह किरियाणचाओ, सुहासुकिरियासु जोयअपमाओ
तचारित्त उत्तमगुणजुत्त पालह निरुत्त

અશુભક્રિયાનો ત્યાગ, શુભક્રિયામા અપ્રમત્તપણું (પ્રમાદવિના શુભક્રિયામાં) પ્રવૃત્તિ-સતત જાગતી, એવા ઉત્તમ ગુણથી યુક્ત ચારિત્રને સુંદર રીતે પાળો-આરાધો

જ્ઞાનનું ફલ ચારિત્ર છે ज्ञानस्यफल विरति જેમ જેમ શુદ્ધ આચરણ વધે, અશુભ આચરણ-અસદાચાર ઘટે, અને

શુભઆચરણમાંઅપ્રમત્તપણે પ્રવૃત્તિ વધે તે ચારિત્ર ચારિત્ર એટલે અશુભક્રિયાનો ત્યાગ અને શુભક્રિયામા આદર, -પ્રવૃત્તિ ચારિત્ર હમેશા બે કાર્ય કરે છે, સવર એટલે આવતા કર્મોને રોકે છે અને નિર્જરા એટલે સચિત કર્મોનો નાશ કરે છે આઠ કર્મોના સચયને તે નાશ કરે છે એટલા જ માટે કહ્યુ છે કે–

"ચયતે આઠ કરમનો સચય, રિક્ત કરે જે તેહ
ચારિત્ર નામ નિરૂત્તે ભાખ્યું, તે વદુ ગુણ ગેહ"

ચારિત્રને સસાર સમુદ્રને તારવામા વહાણ તુલ્ય કહ્યુ છે ચારિત્રને અશુભ આશ્રવના ત્યાગરૂપ, સવર અને નિર્જરાના સાધનરૂપ ગણ્યું છે મનુષ્યને સમ્યગ્જ્ઞાન થયુ, હેય જ્ઞેય અને ઉપાદેયનુ ભાન થયું, શાઈ કે નરસુ-હિત કે અહિતનું જ્ઞાન થતાં જ સારા માટે-હિત માટે-ઉપાદેય માટે પ્રવૃત્તિ કરે છે સત્ વસ્તુ સ્વીકારે છે જ્ઞાન ગમે તેટલુ ઉત્તમ હોય-શ્રેષ્ઠ હોય પરન્તુ જ્યા સુધી સદાચાર, ચારિત્ર દેશ વિરતિ કે સર્વ વીરતિરૂપ ચારિત્ર નથી આવતું ત્યા સુધીએ જ્ઞાનનો સાચો આનદ-અનુભવ નથી થતો ચારિત્ર સિવાય સપૂર્ણ ફલ નથી પ્રાપ્ત થતું ચારિત્રથી મુક્તિ પ્રાપ્ત થાય છે જ્ઞાનનું પૂર્ણ ફલ ચારિત્રથી જ મલે છે

આ ચારિત્ર સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ, સુક્ષ્મસપરાય અને યથાખ્યાત ચારિત્ર, પાચ પ્રકારે છે આપણે આનું ટુકુ સ્વરૂપ જોઈએ–

૧ સામાયિક—સમભાવનો આય, લાભ જેનાથી થાય તે સામાયિક ચારિત્ર આમાહિંસાદિ-અશુભ, સાવદ્ય રે

ત્યાગ કરીને અહિંસાદિ મહાવ્રતોનો સ્વીકાર કરવો અને તેનું પાલન કરવુ તે સામાયિક ચારિત્ર છે

૨ છેદોપસ્થાપનીય—પૂર્વના સામાયિક ચારિત્રના સ દોષકે નિર્દોષપર્યાયનો છેદ કરી ઉપસ્થાન-પુન, દીક્ષા લેવી, વિશુદ્ધ મહાવ્રતોનો અંગીકાર કરવો તે છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવાય છે તેના સાતિચાર અને નિરતિચાર રૂપ બે ભેદ છે

૩ પરિહારવિશુદ્ધિ—જેમા પરિહાર તપ વિશેષ વડે વિશુદ્ધિ થાય તે પરિહારવિશુદ્ધિ ચારિત્ર

૪ **સુક્ષ્મસ પરાય**—જે ચારિત્રને વિષે માત્ર સુક્ષ્મ અત્યત સ્વ પ એવો સ પરાય-લોભકષાયનો ઉદય છે તે સુક્ષ્મસ પરાય ચારિત્ર કહેવાય સુક્ષ્મસ પરાય ચારિત્રના સ-ક્લિશ્યામનક અને વિશુદ્ધયમાનક બે ભેદ છે

**૫ યથાખ્યાત ચારિત્ર**—જે ચારિત્રમા કષાયનો સર્વથા ઉપશમ અથવા ક્ષય થવાથી વીતરાગપણાની પ્રાપ્તિ થાય તે યથાખ્યાત ચારિત્ર સવથા કષાયના ઉદયનો અભાવ હોય ત્યારે યથાખ્યાત ચારિત્ર કહેવાય છે તેના છાદ્મસ્થીક અને કેવલીક બે ભેદ છે

આ પાચે પ્રકારના ચારિત્રોમા પ્રથમના ત્રણ ચારિત્રનો આચારની વિશેષતાથી ભેદ છે અને છેલા બે ચારિત્રનો ગુણની વિશેષતાથી ભેદ છે આ વસ્તુ સારી રીતે વિસ્તારથી ગુરૂગમથી સમજી લેવી આમા ઉત્તરોત્તર, પૂર્વ કરતા પછીના ચારિત્રમા આત્મિકશુદ્ધિ-આત્મિક વિકાસની વૃદ્ધિ થાય છે

ત્રણ જ્ઞાનથી વિભૂષીત શ્રી તીર્થંકર ભગવતો પણ ચારિત્ર સ્વીકારે છે ચારિત્રનું શરણ સ્વીકારનાર રંક પણ રાજા બને છે રાજા મહારાજાઓ અને દેવો દેવેન્દ્રોથી તે પૂજનીય બને છે ચારિત્રના ગુણો અનન્તા છે ચારિત્ર-સંયમના સત્તર ભેદ પણ છે દશ ભેદ (દશવિધયતિધર્મ) પણ છે પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, મૈત્રીઆદિ ચાર ભાવના, અનિત્યાદિ બાર ભાવના વગેરે ચારિત્ર ધર્મને દૃઢ કરનાર છે

અહીં ચારિત્રના સીત્તેર ગુણોથી આરાધન કરવાનું છે તે ગુણો આ પ્રમાણે છે—

મહાવ્રત-૫, સાધુધર્મ ક્ષમા આદિ-૧૦, સંયમ-૧૭ વૈયાવચ્ચ ૧૦, બ્રહ્મચર્યની ગુપ્તિ-૯, જ્ઞાન, દર્શન, ચારિત્ર-૩, તપ-૧૨, કષાયજય-૪, આમકુલ,-૫ + ૧૦ + ૧૭ + ૧૦ +૯, + ૩, + ૧૨ + ૪=૭૦ આ દરેક ગુણોનું સ્મરણ કરી તેની આરાધના કરવાની છે

ચારિત્ર અને ચારિત્રી બન્ને આરાધનીય છે દરેક સમ્યગ્દૃષ્ટિ આત્માએ સૌથી પહેલો એ નિશ્ચય કરવાનો છે કે ચારિત્ર વિના મુક્તિ નથી સમ્યગ્દૃષ્ટિ જીવનો દૃઢ નિશ્ચય છે કે મોક્ષે જવું છે હવે આ વસ્તુ દૃઢ છે તો તેનીપ્રાપ્તિ રૂપ ચારિત્ર પણ અનિવાર્ય છે

અશુભનો ત્યાગ અને શુભની પ્રવૃત્તિ તે ચારિત્ર છે તેની વ્યાખ્યા કરતાં શાસ્ત્રકાર ભગવતોએ કહ્યું છે કે "ઇચ્છા મિચ્છાદિક દશવિધ ચક્રવાલ સમાચારિ, પડિલેહણાદિક પ્રતિ પાપસ્થાનકનો ત્યાગ કરે તે ચારિત્ર છે

ચારિત્ર સુંદર સંવરરૂપ છે, મોહના રોધ કરવારૂપ છે, પાંચ પ્રકારે છે, અતિચાર રહિત મૂલ અને ઉત્તર ગુણોથી

મુક્ત છે આવા ચારિત્રને નિરતળ પાળો આરાધો કે ભવ્યો આ ઉત્તમ ચારિત્રના આરાધનથી સિદ્ધ બુદ્ધ મુક્ત થયો

ચારિત્રના સીત્તેર ગુણો આ પ્રમાણે છે —

૫ વ્રતો — પ્રાણાતિપાતવિરમણ, મૃષાવાદવિરમણ, અદત્તાદાનવિરમણ, મૈથુનવિરમણ, પરિગ્રહવિરમણ

૧૦ શ્રમણધર્મ—ક્ષમા, માર્દવ, આર્જવ, મુક્તિ, તપ, સયમ, સત્ય, શૌચ, અકિંચન, બ્રહ્મચર્ય

૧૭ સ યમ—પૃથ્વીકાયરક્ષા, અપકાયરક્ષા, તેજ કાય રક્ષા, વાઉકાયરક્ષા, વનસ્પતિકાયરક્ષા, દ્વીન્દ્રિયરક્ષા, તેઇન્દ્રિયરક્ષા, ચૌરિન્દ્રયરક્ષા, પ ચે િદ્રયરક્ષા, અજીવસયમ પ્રેક્ષાસયમ, ઉપેક્ષાસ પ્રમાજના સ પરિષ્ઠાનપન સ મન સ વચ સ કાયસયમ

૧૦ વૈયાવૃત્ય—આચાર્યવૈયાવૃત્ય, ઉપાધ્યાયવૈ તપસ્વીવૈ લઘુશિષ્યવૈ ગ્લાનવૈ સ્થવિરવૈ સમનોજ્ઞસમાચા રીકારકવૈ શ્રમણસઘવૈ ચાદ્રાદિકુલવૈ કોટીકાદિગણ વૈયાવૃત્ય

૯ બ્રહ્મગુપ્તિ—વસતિ, કથા, નિષદ્યા (સ્ત્રી આસન) ઈન્દ્રિય, કુડયન્તર, પૂર્વક્રીડીત, પ્રણીતાહાર, અતિમાત્રાહાર, શરીર વિભૂષા

૩ જ્ઞાનાદિ—જ્ઞાન દર્શન-ચારિત્ર

૧૨ તપોભેદ—બાહ્ય તપના છ ભેદ છે અનશન ઉણોદરી, વૃત્તિસ ક્ષેપ, રસત્યાગ, કાયકલેશ સ લીનતા, અભ્ય તરપતના છ ભેદ છે પ્રાયશ્ચિત, વિનય, વૈયાવૃત્ય સ્વાધ્યાય, ધ્યાન-ઉત્સર્ગ

૪ કષાયનિગ્રહ—ક્રોધ, માન, માયા, લોભ

આ ચરણ સિત્તરી કહેવાય છે

અન્તમાં—

જાણુ ચારિત્ર તે આતમા નિજસ્વભાવમા રમતો રે
લેશ્યા શુદ્ધ અલંકર્યો, મોહવને નવિ ભમતો રે

× × × ×

ચારિત્ર ધર્મ નમો હવે, જે કરે કર્મ નિરોધ
ચારિત્રધર્મજસમનવસ્યો, સફલોતસઅવબોધ

× × × ×

રત્નત્રયવિણુ સાધના નિષ્ફળ કહી સદીવ
ભાવરયણનું નિધાન છે, જય જય સંજમ જીવ

× × × ×

સંયમ ગુણઠાણુ ફરસ્યા વિના, તત્ર રમણુતા હો કેમ
નામ કહેવાય

ગજ પાખર ખર નહિ વહે, એહની ગુરૂતા હો આત
મમા સમાય

× × × ×

મુહુર્ત માત્ર ચારિત્ર સેવ્યાયકીરે, વૈમાનીક સુર થાય
ભાવ વિશુદ્ધે સાધે સિદ્ધિને રે, જીમ શ્રી મરૂદેવામાય

× × × ×

आराहिअखंडीअसक्किअस्स, नमोनमोसंजमवीरिअस्स

અખંડિત શુભ ક્રિયાઓના આરાધન રૂપ-સંયમ
વીર્યને-ચારિત્ર ઉદ્યોગને નમન હો નમન હો

તપ પદનુ આરાધન—

घणकम्मतमोभरहरणुभाणुभूय दुवालसगधर
नवरमकसाय ताव चरेह सम्मतवो कम्म

મોહકર્મ અંધકાર સમુહના નાશ માટે સૂર્યરૂપ બાર પ્રકારનું, કષાયતાપથી રહિત એવું તપ કર્મ-તપસ્યાનું સુંદર રીતે આરાધન કરો

નવપદમા આ અન્તિમપદ છે ક્ષમાપૂર્વક કરવામાં આવેલુ તપ મહાન્ આત્મકલ્યાણુ સાધનાઈ છે 'તપ કરીએ સમતા રાખી ઘટમા' બરાબર સમતાપૂર્વક-ક્ષમા અને શાંતિ પૂર્વકનું-બરાબર વિવેકપૂર્વકનું તપ નિકાચિત કર્મોના ક્ષયનું પણુ સાધન છે એટલા માટે કહ્યું પણુ છે કે—

"ત્રિકાલિકપણે કર્મકષાય ટાળે, નિકાચિતપણે બાંધીયા તેહ બાળે
કહ્યું તેહ તપ બાહ્ય અંતર દુભેદે, ક્ષમા યુક્ત નિર્હેતુ દુર્ધ્યાન છેદે"

આ તપ કરતા ઈચ્છાઓનો જય ઈન્દ્રિયોનું દમન અનેકષાય ક્ષય એ અનિવાર્ય છે "**ઇચ્છારોધન તપ નમો**" આવું તપ મહાન લાભ આપે છે

ચાર જ્ઞાનથી વિભૂષીત શ્રી તીર્થંકર દેવો પણુ ચારિત્ર પાળી ઘોર તપકરી કર્મક્ષયકરી સર્વજ્ઞ બને છે તપથી દેવ અને દાનવ વશમાં થાય છે તપથી અનેક રોગો શાંત થાય છે તપથી ગ્રહોની પીડા પણુ શમી થાય છે

તપથી ઉપસર્ગ અને વિઘ્નો ટળે છે સર્વ મંગલ લોકોમા મહાન્ મંગલ તપ છે આયંબિલ તપના પ્રભાવે દ્વૈપાયન ઋષીથી થતો દ્વારિકાનો દાહ અટકયો હતો ના ગકેતુ, શ્રીપાલ મહારાજા વગેરે તપથી તર્યાં હતા તપથી અનેક લબ્ધિઓ, ઋદ્ધિઓ અને સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, વાચો

અડસિદ્ધિ અણિમાલઘિમાદિક, તિમલદ્ધિ અડવીસા હો
વિષ્ણુ કુમારાદિકપરે જગમા પામત જયતજગીશા"

તપથી થતો લાભ પણ અપૂર્વ જ છે

"વિઘ્ન ટળે તપગુણ થકી, તપથી જાય વિકાર
પ્રશસ્યો તપગુણ થકી, વીરેધન્નો અણગાર"

તપને માટે કહ્યું છે કે —

ज्ञानमेववुधा प्राहु कर्मणा तापनात् तप
तदाभ्यन्तरमेवेष्ट वाह्यतदुपवृहकम"

કર્મોને તપાવનાર હોવાથી તપ તે જ્ઞાન જ છે એમ પંડિતો કહે છે તે અ તરગજ તપ ઇષ્ટ છે અને અનશનાદિ બાહ્ય તપ છેતે પ્રાયશ્ચિત્તાદિ ભેદવાળા જ્ઞાન વિશેષ રૂપ અ તરગ તપને વધારનાર હોય તોજ ઇષ્ટ છે હજી થોડુ વધુ વાંચો—

मूलोत्तरगुणश्रेणिप्राज्यसाम्राज्य सिध्धये
वाह्यमाभ्य तर चेत्थ तप कुर्या महामुनि

મૂલ અને ઉત્તર ગુણ રૂપ સામ્રાજ્ય-પ્રભુત્વની સિદ્ધિને માટે મહામુનિશ્વર એ પ્રમાણે બાહ્ય અને અભ્યન્તર તપ કરે

આ તપ બાર પ્રકારે કરવાનુ જણાવ્યુ છે તે બાર ભેદ ટુકમા આ રીતે છે

તપના મૂલ બાર ભેદ આ પ્રમાણે છે અનશન, ઉનોદરતા, વૃત્તિસક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સલીનતા આ છ બાહ્ય તપના ભેદો છે પ્રાયશ્ચિત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને ઉત્સર્ગ આ છ તપના અ તર ભેદો છે અને આના પેટા ભેદો પચાસ છે જે આ પ્રમાણે છે

૧-અનશનના—૨ ભેદ છે ઈન્દ્રિયોના સયમને માટે અને કર્મના ક્ષય માટે આહારનો ત્યાગ કરવો તે અનશન તપ આના જાવજ્જીવ અને ઇત્વર ( અલ્પકાલિન ) એમ બે ભેદ છે આ બન્નેના પણ પેટા ભેદો છે

૨-ઉનોદરતાના બે ભેદ છે—સયમ, પ્રશમ, સતોષ અને સુખપૂર્વક સ્વાધ્યાયને માટે પોતાના આહારથી ન્યૂન આહાર કરવો તે ઉનોદરતા આ ઉનોદરતા દ્રવ્યથી અને ભાવથી બે પ્રકારે છે દ્રવ્યથી ઉપકરણ અને ભાતપાણી સબધી ત્રણ પ્રકારે છે ક્રોધાદિનો ત્યાગ કરવો તે ભાવથી ઉનોદરતા છે

૩-વૃત્તિસક્ષેપના—૪ ભેદ છે વૃત્તિ-ઇચ્છાઓનો સક્ષેપ કરવો તે અથવા દ્રવ્ય ક્ષેત્રકાલ અને ભાવની અપેક્ષા એ વિચિત્ર અભિગ્રહો ધારણ કરવા તે

૪-રસત્યાગ—૧ ઈન્દ્રિયોઅનેમનના સયમને માટે ઘૃત આદિ વિકૃતિઓનો ત્યાગ કરવો તથા મદ્યાદિક ૪ મહા વિકૃતિઓ કહેવાય છે તેનો દેશથી કે સર્વથી ત્યાગ કરવો તે રસત્યાગ કહેવાય છે

૫-કાયકલેશ—૧ શરીરની સહિષ્ણુતા માટે અને વિષય સુખની આસક્તિ દૂર કરવા માટે સ્થાન, મૌન, અને તાપાદિકને સહન કરવા વડે શરીરને કષ્ટ આપવું તે કાયકલેશ

૬-સલીનતાના બે ભેદ છે—બ્રહ્મચર્ય, સ્વાધ્યાય અને એકાગ્રતાને માટે ઇન્દ્રિયો, કષાયો, અને યોગોનો સકોચ-રોધ કરવો તથા વિવિક્ત એકાન્ત સ્થાનમા વાસ કરવો તે

સલીનતા તેમજ ઇન્દ્રિયોનેઇષ્ટઅનિષ્ટ વિષયોમા રાગ દ્વેષનકરવો તે સલીનતા અને વિવિક્ત તથા કષાય સલીનતા, યોગચર્યાસલીનતા છે

આ બાહ્ય તપથી મમતા ત્યાગ, શરીર લાઘવ, ઇન્દ્રિયજય, સયમ રક્ષા અને કર્મ નિર્જરા થાય છે

અભ્યન્તર તપના છ ભેદો અને પેટા ભેદો નીચે પ્રમાણે છે—

૧-પાયશ્ચિત્તના—૧૦ ભેદ છે ' પાપને છેદે અથવા ચિત્તને-વિશુદ્ધ કરે તે પ્રાયશ્ચિત તે દશ પ્રકારે છે આલોચના ૧, પ્રતિક્રમણ ૨, મિશ્ર ૩, વિવેક ૪, ઉત્સર્ગ ૫, તપ ૬, છેદ ૭, મૂલ ૮, અનવસ્થાપ્ય ૯ અને પારાચીક ૧૦

૨-વિનય—૭ ભેદ છે જ્ઞાનાદિગુણોને વિષે શ્રદ્ધા અને બહુમાન રાખવું તે વિનય " विनीयतेऽनेनाष्टप्रकार कर्मेति विनय ' જેથી આઠ પ્રકારનાં કર્મ દૂર થાય તે વિનય વિનયના સાત પ્રકાર છે જ્ઞાન વિનય, દર્શન વિનય, ચારિત્ર વિનય, ઉપચાર વિનય મન વિનય, વચન વિનય અને કાય વિનય છે

વિનયનું ફલ શુશ્રુષા, શુશ્રુષાનું ફલ શ્રુતજ્ઞાન, શ્રુતજ્ઞાનનું ફલ વિરતિ, વિરતિનું ફલ આશ્રવનિરોધ, આશ્રવનિરોધનું ફલ સવર, સવરનું ફલ તપ અને તપનુ ફલ નિર્જરા છે

૩-વૈયાવૃત્યના—દશ ભેદ છે ગુણીઓની સેવા તેના દશ પ્રકાર છે આચાર્ય, ઉપાધ્યાય, તપસ્વી, શૈક્ષ ( નવ-દીક્ષીત ) ગ્લાન, કુલ ( એક આચાર્યનો સમુદાય ) ગણ

(ભિન્ન ભિન્ન આચાર્યના સહાધ્યાયી સાધુ સાધુઓનો સમુદાય) સંઘ, સાધુ અને સમનોજ્ઞ (જ્ઞાનાદિ ગુણ વડે સમાન) એઓની સેવા કરવી તે વૈયાવૃત્ય

૪-સ્વાધ્યાયના—પાંચ ભેદ છે શાસ્ત્રોનો અભ્યાસ કરવો, પ્રજ્ઞાનાઅતિશય, અને પ્રશસ્ત અધ્યવસાયાદિ માટે સ્વાધ્યાયની આવશ્યકતા છે તેના વાચના, પૃચ્છના પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મ કથા પાંચ ભેદ છે

૫-ધ્યાન—તેના ચાર ભેદ છે ચિત્તની એકાગ્રતા યોગનિરોધકરવો તે ધ્યાન ધ્યાનના ચાર ભેદો છે આર્તધ્યાન રૌદ્રધ્યાન, ધર્મધ્યાન-શુક્લધ્યાન

આર્ત્તધ્યાનના ચાર ભેદ છે ઇષ્ટ વિયોગાર્ત્ત, અનિષ્ટ સંયોગાર્ત્ત, રોગચિંતાર્ત, અગ્રશોચાર્ત્ત

રૌદ્રધ્યાનના ચાર ભેદ છે હિંસાનુબંધીરૌદ્ર, મૃષાનુબંધી, ચૌર્યાનુબંધી, પરિગ્રહાનુબન્ધિરૌદ્રધ્યાન

ધર્મ ધ્યાનના ચાર ભેદ છે આજ્ઞાવિચયધર્મ અપાયવિચય, વિપાકવિચય, અને સંસ્થાનવિચય

શુકલ ધ્યાનના ચાર ભેદ છે પૃથક વિતર્કસવિચાર, એકત્વવિતર્કઅવિચાર, સુક્ષ્મક્રિયાપ્રતિપાતિ, સમુચ્છિન્ન ક્રિયા અનિવર્તિ

૬-ઉત્સર્ગના—૨ ભેદ છે દ્રવ્યથી ને ભાવથી ત્યાગ કરવો તે ઉત્સર્ગ અથવા તો દ્રવ્યને ભાવ ઉત્સર્ગ છે અધિ વસ્ત્રાદિનો ત્યાગ કરવો તે દ્રવ્યથી ઉત્સર્ગ, અનેકષાયાદિને ત્યાગ કરવો તે ભાવોત્સર્ગ છે

આ પ્રમાણે મૂલ બાર પ્રકારના તપના પેટા ભેદો પચાસ થાય છે જે આપણે ઉપર જોઈ ગયા અને એ પ્રમાણે ખમાસમણા આદિ દેવાના છે

આવી રીતે દરેક મુમુક્ષુભવ્યાત્માપ્રાણીએ આત્મ કલ્યાણ માટે, આત્માશુદ્ધિ માટે, કર્મક્ષય માટે, અને મહામંગલ માટે અવશ્ય નવ પદનુ આરાધન કરવુ જરૂરી છે નવ પદનું મહાત્મ્ય સ્તવતા કહ્યું છે કે

"દશામા પૂર્વથી ઉદ્ધર્યો, સિદ્ધચક્ર શુભયત્ર
એહની તુલનામા નહિં, મત્ર તત્ર કોઈ યત્ર
પરમતત્વ જીનધર્મમા શાસનનું સર્વસ્વ
મુક્તિપદ દાયક ભવિક નમોનમો ચિત્ત એકત્ર
યોગ અસખ્ય છે જીન કહ્યા, નવપદ મુખ્ય તે જાણો રે
એહતણે અવલબને, આત્મ ધ્યાન પ્રમાણો

અન્તમા—

ઈચ્છા રોધે સવરી, પરિણતિ સમતા યોગે રે
તપ તે એહિજ આતમા, વર્તે નિજગુણ ભોગે રે
× × × ×
જે તપ કર્મ નિકા ચિત તપવે, ક્ષમા સહિત [illegible]
× × × ×
કર્મ તપે તપ જોગથી, તપથી [illegible]
ભાવ મગલ તપ જીન કહ્યો, શિવ [illegible]
× × × ×
નાપકી કોડિ વરસે અઘટાળે, તેટ[illegible]
× × × ×

દુષ્ટ કરમતરૂસ જનગજસમ, દુવિહા તપ વિધિ આચરીએજી
कम्मदुम्मोमूलण कुजरस्स, नमोनमो तिव्वतवो मयस्स

કર્મરૂપી વૃક્ષને જડમૂળથી નાશ કરવામા ગજરાજ સમાન તીવ્ર તપ સમુહને વદન હો વદન હો

બીજી રીતે પણ તપપદના ૫૦ ભેદ થાય છે જે આ પ્રમાણે છે

બાહ્ય તપના ૯ ભેદો છે

અનશનના-૪-( ઇત્વરિકાનશન, ઇંજિતમરણયાવત્કથિકાનશન, પાદોપગમનયાવત્કથિકાનશન, ભકતપરિજ્ઞાયાવત્કથિકાનશન

ઉનોદરીકા-૧, વૃત્તિસક્ષેપ-૧, રસત્યાગ-૧ કાયકલેશ ૧, સલીનતા-૧

૪-૧-૧-૧-૧-૧ = ૯

અભ્યન્તર તપના ૪૧ ભેદો છે

૧૦—પ્રાયશ્ચિત-આલોચના, પ્રતિક્રમણ, આલોચના પ્રતિક્રમણોભય, વિવેક, વ્યુત્સર્ગ, તપ, છેદ મૂળ, અનવસ્થાપ્ય, પારાંચિત

૭ વિનય-જ્ઞાનવિનય, દર્શનવિનય, ચારિત્રવિનય, મનોવિનય, વચનવિનય, કાયવિનય, ઔપચારિકવિનય

૧-વૈયાવૃત્ય

૫-સ્વાધ્યાય-વાચના, પૃચ્છના, પરાવર્ત્તના અનુપ્રેક્ષા ધર્મ કથા

૧૬-ધ્યાન-આર્ત્ત, રૌદ્ર, ધર્મધ્યાન, શુકલધ્યાન આર્ત્તધ્યાનના ૪, રૌદ્રધ્યાનના ૪, ધર્મધ્યાનના ૪, શુકલધ્યાનના ૪

૨-ઉત્સર્ગ

૧૦-૭-૧-૫-૧૬-૨=૪૧-બાહ્યના ૯ અને ૪૧ અભ્યતર =૫૦ પેટા ભેદ થયા

**સિદ્ધચક્ર પદોનો ક્રમિક વિચાર તેનુ રહસ્ય અને સખ્યા મહિમા તથા વર્ણ વિચાર,**

આ શ્રી સિદ્ધચક્રના નવ પદોમા પાચ ધર્મી છે

અરિહંત ભગવંત તીર્થ સ્થાપક છે ચતુર્વિધ સંઘના પ્રવર્તક છે, ત્રિપદીના ઉપદેશક છે અને સિદ્ધ ભગવંતના, સિદ્ધિ પદનું દર્શન કરાવનાર હોવાથી સૌથી પ્રથમ તેમને-ગુણીને નમસ્કાર કર્યો છે

સિદ્ધ ભગવંત આઠ કર્મથી રહિત છે જન્મ જરા મૃત્યુથી રહિત છે અને સિદ્ધ બુદ્ધ મુક્ત છે માટે બીજા નબરે તે ગુણીને નમસ્કાર કર્યો છે

આચાર્ય ભગવંત—અરિહંત પ્રભુ આદિના અભાવમા મુક્તિ માર્ગ દર્શક-શાસન સ્તભ આચાર્ય ભગવંતને ગુણીને ત્રીજે નબરે નમસ્કાર કર્યો છે

ઉપાધ્યાય ભગવંત—આચાર્ય પદના અધિકારી, શિષ્યોને સૂત્રાદિ ભણાવનાર, અને ગણચિંતક ઉપાધ્યાયજી ગુણીને ચોથે નબરે નમસ્કાર કર્યો છે

સાધુ ભગવંત—મોક્ષમાર્ગને સાધનાર ગુણી સાધુ મહાત્માઓને પાચમે નબરે નમસ્કાર કર્યો છે

આવી રીતે પાચ ગુણી—ગુણના આશ્રયને પ્રથમ આરાધન કરી ગુણની આરાધના કરીએ

ગુણી પુરુષોના અનન્ત ગુણો પ્રગટ રૂપે છે છતાયે નીચેના ચાર ગુણોની મોક્ષ પ્રત્યે કારણતા હોવાથી અને આચારમાર્ગની આરાધના ઉપાસના કરવાથી મુમુક્ષુ જીવોની સદ્ગતિ થતી હોવાથી અહીં સિદ્ધચક્ર પદમાં ચાર ગુણો લીધા છે

नाणचन्सणचेव, चरित्तचतवोतहा
एसमग्गुत्तिपन्नत्तो जिणेहिंवरदसीहिं

જ્ઞાનદર્શન, ચારિત્રને તપ આચારપદરૂપમાર્ગ જીનવરેન્દ્ર ભગવતોએ મોક્ષનો માર્ગ-( રસ્તા રૂપે ) પ્રરૂપ્યા છે

नाणचदसणचेव, चरित्तचतत्रोतहा
एयमग्गमणुपत्ता जीवागच्छंति सुग्गइ

જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ આચાર સ્વરૂપ મુક્તિ માર્ગને પામેલા જીવો સદ્ગતિ પામે છે

नाणेणजाणइभावे दसणेण यसद्धह
चरित्तेणनिगिणहाइ, तवेणपरिसुज्झई

જ્ઞાનથી પદાર્થને જાણે છે, દર્શનથીપદાર્થોની શ્રદ્ધા કરે છે, ચારિત્રથી આશ્રવોને રૂધે છે અને તપથી સર્વથા શુદ્ધ થાય છે

આ ચારે ગુણોમા મુક્તિ સાધનતા છે સમ્યગ્ દશન વિના ગમે તેટલુ જ્ઞાન હોય ( નવ પૂર્વ સુધીનું ) તોપણ તે જ્ઞાન અજ્ઞાન રૂપ છે સમ્યગ્દર્શન વિનાનું અખડ ધારાએ પળાતું ચારિત્ર પણ મુક્તિનુ સાધન નથી બની શકતું અને સમ્યગ દર્શન વિનાનું તપ પણ અજ્ઞાન કષ્ટ સ્વરૂપ હોવાથી મુક્તિનું સાધન નથી થતું માટે સમ્યગ્ દર્શન સૌ પ્રથમ મુકયું છે

સમ્યગ દર્શન પૂર્વકના જ્ઞાનથી હેયોપાદેય પદાર્થોનું યથાર્થ સ્વરૂપ સમજાય છે અને સમ્યગ્-દર્શનને જ્ઞાનપૂર્વકનું ચારિત્ર આશ્રવ સ્થાનોને રોકવા માટેનું અને સવરને નિર્જરાનું પરમ સાધન છે અને સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્ર પૂર્વકનું તપ કર્મોના ક્ષય માટે નિકાચિત્ કર્મોના નાશ

સમર્થ બને છે એટલે આ ચારે કારણો ગુણો મુક્તિનાં સાધનો છે

પ-ગુણી અને ૪-ગુણ=પ+૪=૯ નવનો આંક અખંડ આંક કહેવાય છે જુઓ ૯×૨-૧૮ ૧૮=૯ આવું જ ૯×૩ =૨૭ ૨+૭=૯ આવું બધે સમજવું અખંડ અંકની આરાધના જીવને અખંડ અક્ષય શાશ્વતપદ-મુક્તિપદ અપાવે છે

જે ભવ્ય મુમુક્ષુ મહાનુભાવને મુક્તિ સુખની, અખંડ શાશ્વત સુખની અભિલાષા થાય તે મહાનુભાવે આ અખંડ અંક રૂપ નવપદ-સિદ્ધચક્ર મહાપદનું અવશ્ય આરાધન વિધિ પૂર્વક-શ્રદ્ધા પૂર્વક અને પરમ શુદ્ધિ પૂર્વક કરવું જોઈએ

## નવપદના વર્ણ અને તેના કારણો

અરિહંત ભગવંત શુકલ વર્ણથી શોભીત છે માટે શુકલ વસ્તુઓનું ખાસ ચોખાનું આચામ્લ કરવાનું છે તથા તે દિવસે ભગવંત સમક્ષ સ્વસ્તિકમાં તો શક્તિસ પન્ન મહાનુભાવો એ બાર હીરા મુકવાના છે હીરા સમાન ઉજ્જવલ બાર ગુણો જીવનમા આવે એ ભાવના-ભાવવાની છે હવે શુકલ વર્ણના અરિહંત ભગવંતના ધ્યાનના હેતુઓ જોઈએ—

૧ દરેક વર્ણોમાં—૨ ગોમા સફેદ ૨ગ પ્રધાન પ્રથમ છે તેમજ નવે પદોમાં થી અરિહંત ભગવંત પ્રથમ પદે છે એ ભગવંતનું શુકલ વર્ણથી ધ્યાન કરવું તે સ્વાભાવિક જ છે

૨ જીવોની ત્રણ પ્રકારની વૃત્તિઓ કહેવાય છે સાત્વિક, રાજસિક અને તામસિક તેમા અંતર વૃત્તિઓ શુદ્ધ કરી

પવિત્ર થનાર પુરૂષ સાત્વીક વૃત્તિના છે સાત્વીક વૃત્તિવાળા ઉત્તમ પુરૂષના લોહી વગેરે ઉજ્વલ રહે છે તે શાંત સ્થિર હોય છે માટે અતરગ વૃત્તિઓને જીતનાર મહાન્ અતિશય સપન્ન અરિહત ભગવતોની શુકલ વર્ણથી આરાધના કરાય છે તે ઉચિત છે

૩ અરિહત ભગવતો શુકલ ધ્યાનના મધ્યમા બિરાજતા હોવાથી તેમનું શુકલ વર્ણે ધ્યાન કરવું એજ ઉચિત છે

૪ ધ્યાનની ભૂમીકામા લક્ષ્ય બિન્દુ ઉજ્વલ ગુણની પ્રાપ્તિ છે માટે આવા ઉજ્વલ સપન્ન ઉત્તમોત્તમ જગત્ શ્રેષ્ઠ અરિહત પ્રભુની શુકલવર્ણથી ઉપાસના-ધ્યાનનું લક્ષ બિન્દુ બનાવવું ઉચિત હોવાથી પ્રથમ પદને શુકલ વર્ણે આરાધવાનું છે

શ્રી સિદ્ધ ભગવતોનુ રક્તવર્ણે ધ્યાન કરવાનું જણાવ્યું છે તેમા હેતુ આ પ્રમાણે છે-

૧ તેઓએ તપ કરી આત્માને તપાવી સર્વ કર્મ ક્ષય કરી આત્માને શુદ્ધ કર્યો છે, તપાવેલું અને મેલ વિનાનુ સુવર્ણલાલ સુરખ હોય છે તેમ સિદ્ધ ભગવત પણ તપ તપી સર્વ કમમલથી રહિત બન્યા હોવાથી રક્તવર્ણે તેમનું ધ્યાન કરવાનું છે

૨ તદ્દન તદુરસ્ત-રોગ રહિત મનુષ્ય લાલ બુદી જેવો હોય છે તેમ સિદ્ધ ભગવતના જીવો કર્મ રોગથી સર્વથા રહિત હોવાથી રક્તવર્ણી હોવાથી તેમનું રક્તવર્ણે ધ્યાન કરવું ઉચીત છે

૩ મત્ર શાસ્ત્રમા રક્તવર્ણને વશી કરણનો

છે તે સિદ્ધાત્મા પુરૂષો સર્વ જગતને આકર્ષી રહ્યા છે, તેમજ મુક્તિ વધુનું પણ આકર્ષણ કરી જ રહ્યા છે માટે સિદ્ધાત્માને રક્તવર્ણમાની તેમની આપણે તે રીતે આરાધના કરવાની છે સિદ્ધ પદના આરાધક કઠિન સંપન્ન મુમુક્ષુએ ગોધુમના સ્વસ્તિક ઉપર આઠ ગુણ પામિના હેતુથી આઠ માણેક મુકવાના છે સિદ્ધ પદનો આરાધક સિદ્ધાત્મા થાય છે આચામ્લમા ગોધુમ વગેરે રક્તવર્ણી વસ્તુઓનો ઉપયોગ કરાય છે

આચાર્ય ભગવંતનું પીતવર્ણે આરાધન કરવાનું છે પીતવર્ણ આરાધનનાં કારણો જોઈએ—

૧ આચાર્ય ભગવંતને દીપકસમા કહ્યા છે દીપ શીખા પીળી હોય છે માટે દીપકસમાન આચાર્ય પણ પીળા વર્ણથી આરાધવા જોઈએ

૨ આચાર્ય ભગવંતને જૈનશાસનના રાજા કહ્યા છે રાજા સુવર્ણ અલંકારોથી વિભૂષીત હોવાથી પીતવર્ણી દેખાય છે તેમ છત્રીશ ગુણાલંકારોથી-સુવર્ણ સમ ઉજ્જવલ ગુણાલંકારોથી વિભૂષીત હોવાથી આચાર્ય ભગવાન પણ પીતવર્ણે આરાધાય છે

૩ પરવાદીઓને આચાર્ય ભગવંત જીતનારા છે ત્યારે વિજય શ્રી મેળવનારને પીળી પીઠી આદિ ચોળીને શોભાવે છે તેમ પરવાદીઓને જીતીને વિજય શ્રી મેળવનાર આચાર્ય ભગવંત પીતવર્ણી હોય તે ઉચિત જ છે માટે આરાધક પીતવર્ણી આચાર્ય ભગવંતનું આરાધન કરે

૪ પરવાદીઓ રૂપ હાથીને નસાડવામા આચાર્ય શ્રી

કેસરી સિંહ જેવા દુર્ધર છે કેસરી સિંહ પીતવર્ણી છે માટે કેસરી સિંહ જેવા આચાર્ય ભગવતને પીતવર્ણે આરાધાય તે ઉચિત જ છે

૫ મત્ર શાસ્ત્રમા પીતવર્ણને સ્તભનમા-શ્રેષ્ઠ-માનેલ છે ત્યારે પરવાદીઓને સ્તભીત કરી દેનાર આચાર્ય પણ પીતવર્ણી હોય તે સ્વાભાવિક છે માટે પીતવર્ણે આરાધન કરાય છે

શકિત સપન્ન આરાધ કે આજની આરાધનાના દિવસે છત્રીશ સ્વસ્તિક ઉપર છત્રીશ ગોમેદક રત્ન અથવા છત્રીશ સુવર્ણ ફૂલથી આરાધના કરવાની છે

આજે આચામ્લમા પીતવર્ણી ચણાની દાળ વગેરેનો ઉપયોગ થાય છે-લેવાય છે

આચાર્ય પદના આરાધક મુમુક્ષુએ કર્મ શત્રુનો નાશ કરવા માટે પ્રચડ પુરૂષાર્થ મૂર્તિ-કેસરી સિંહ જેવા બની કર્મ શત્રુનો નાશ કરી પીતવર્ણ આચાર્ય ભગવતના ગુણ જીવનમા ઉતરે તેવી ભાવના ભાવવાની છે

ઉપાધ્યાય પદની લવર્ણથી આરાધના કરવાની છે તેના હેતુઓ આ પ્રમાણે છે

૧ નીલમણીની પ્રભાશાન્ત અને મનોરમ્ય હોય છે તેમ શ્રી ઉપાધ્યાયજી ભગવતની કાન્તિ પ્રશા ત અને નીલમણી જેણી મનોરમ્ય હોય છે માટે નીલવર્ણે તેની આરાધના થાય છે

૨ બગીચો જેમ લીલોછમ હોય તેમ ખુબ જ આકર્ષક અને શાન્તિપ્રદ હોય છે તેમ શિષ્યોને પઠનપાઠન કરાવતા

ઉપાધ્યાય ભગવતનો જ્ઞાન બગીચો હીલોછમ સદાયે તાજો જ હોય છે આ ભાવનાથી ઉપાધ્યાયજીની આરાધના નીલવર્ણથી થાય છે

૩ અશીવનો દૂર કરવા માટે મંત્ર શાસ્ત્રમાં નીલ-લીલા-વર્ણે ધ્યાન કરવાનું જણાવ્યું છે તેમ જ્ઞાનમાર્ગનું અદિર-અંતરાય દૂર કરવાના હેતુથી જ્ઞાન પ્રકાશક ઉપાધ્યાય ભગવતને નીલવર્ણે આરાધાય છે

૪ મુનીપદ અને આચાર્યપદનું મીશ્રણ હોવાથી નીલવર્ણી ઉપાધ્યાયજીની રમ્ય મૂર્તિને નીલવર્ણે આરાધવાના છે

ઉપાધ્યાય પદના શક્તિ સંપન્ન મુમુક્ષુ આરાધકે સ્વસ્તિક ઉપર પચ્ચીશ મગફળ મણી મુકવાના છે

આજે નીલવર્ણે આરાધના કરવાના હોવાથી મગની દાળ વગેરેનું આચામ્લ કરાય છે મગના સ્વસ્તિક વગેરે પણ કરે છે

ઉપાધ્યાય પદના આરાધકની એજ ઈચ્છા હોય છે કે હુ પણ શાસ્ત્રવિત્ બની પઠનપાઠન કરાવી જ્ઞાનાંતરાયનો ક્ષય કરી ઉપાધ્યાય રૂપ બની કર્મ ક્ષય કરી સિદ્ધ બુદ્ધ મુક્ત બનું

સાધુપદનો વર્ણશ્યામ—કૃષ્ણ છે તેના હેતુઓ આ પ્રમાણે છે

૧ આચાર્ય પદરૂપી સુવર્ણની પરીક્ષા સાધુ ધર્મરૂપી કસોટીથી થાય છે, સાધુ ધર્મની કસોટીમાંથી પસાર થયા વગર આચાર્ય પદ કેમ શોભે ? માટે પ્રથમ સાધુ ધર્મ રૂપી કસોટીમાં આચાર્ય ભગવંત પસાર થાય જ છે કસોટીનો પત્થર શ્યામ છે તેમ સાધુપદ પણ શ્યામ છે

૨ શત્રુને જીતવા જતા સૈનીકો લોહબખ્તર પહેરે છે
ોદ્ધ કાળુ હોય છે તેમ કર્મ શત્રુને જીતવા જતા મહા
ોદ્ધા પણ જાણે બખ્તર ધારી હોય તેમ સાધુપદને શ્યામ
ંગે આરાધાય છે

૩ જે ખુબ જ શ્રમ કરતો હોય છે તે શ્યામ પડી
'ય છે સાધુ મહાત્મા પણ સેવા, ક્રિયા-જ્ઞાન ધ્યાનના
તત પરિશ્રમમા અપ્રમત્ત-જાગ્રત રહેતા હોવાથી શ્યામપદે
ારાધાય તે ઉચિત જ છે

૪ સાધ કે સાધનામા એવા તલ્લીન-તન્મય થઇ જવું
કે છે કે તેને બાહ્ય ટાપટીપ-આડબર કે દેખાવનો અવ
રજ નથી મલતો આત્મસાધક સાધુઓ બાહ્ય-શારીરીક
લિનતાપ્રતિ દુગચ્છા કે જુગુપ્સા નથી રાખતા તે સૂચ
ા સાધુપદ શ્યામવર્ણી કહ્યુ છે સેવક અને સાધક ઉભયે ગુણ
પન્નસાધુમહાત્માનીઆરાધના કરવી ઉચિત જ છે

૫ દરેક રગમા કૃષ્ણરગ અન્તે છે તેમ પાંચે ગુણી
ામા સાધુપદ અન્તિમ છે માટે અંતિમરગે અન્તિમગુણી
દની આરાધના ઉચિત જ છે

આ પદના શક્તિસપન્ન આરાધક મુમુક્ષુએ સ્વતીક
પર શ્યામ મણી મુકવા આજના દિવસે આચામ્લમા અડદ
ગેરે લેવાય છે સાધુપદનો આરાધક સાચો સાધક
ને, સૈનિક બને અને સેવક બની કર્મ ક્ષયને જીતવા સાધુ
? કર્મક્ષય કરી સિદ્ધ બુદ્ધમુક્ત બને છે

ર્શનપદનુ આરાધન શુકલવર્ણથી કરવાનું છે

ગુણો સદાયે ઉજ્વલ જ હોય છે, ત્યારે આત્માના મહાન્ ગુણો સમ્યકત્વ-દર્શનાદિ ઉજ્વળ વર્ણે હોય તે સ્વાભાવિક જ છે દર્શનપદને સુદર્શન ચક્ર સમાન કહ્યું છે, સુદર્શન ચક્ર ઉજ્વલ છે દર્શનને વજ્ર જેવું કહ્યું છે, વજ્ર પણ ઉજ્વલ છે શુભ ગુણોથી આત્માની શાન્તિ થાય છે શાન્તિ માટે શ્વેતધ્યાનનું વિધાન છે,માટે દર્શન પદનું શુકલવર્ણે આરાધન કરવાનું જણાવ્યું છે

દર્શનપદ મુમુક્ષુના આરાધકેશ્વેત ચોખાના ૬૭ સ્વતીક ઉપર ૬૭ ઉજ્વલ મોટા મોતી મુકવા ઉચિત છે શ્વેત પદની આરાધનામા ચોખા વગેરે ઉજ્વલ વસ્તુ આચામ્લમા લેવાય છે

દર્શન પદનો આરાધક નમેવસ્ય નિસ્સગ્ગ ગણેહિ પવઇય માં દૃઢ બની પરમસમકીતિબની આત્મગુણો પામી સિદ્ધબુદ્ધ મુક્ત બને છે

જ્ઞાનપદનુ આરાધન શુકલવર્ણથી કરવાનું છે જ્ઞાન એ અજ્ઞાન અંધકારને દૂર કરી પ્રકાશ આપે છે અંધારૂ કાળુ છે, પ્રકાશ ઉજ્વલ છે,માટે પ્રકાશ આપનાર જ્ઞાનપદ ગુણને શુકલવર્ણથી આરાધવાનુંછે જ્ઞાન સ્ફટીક સમાન ઉજ્વલ છે, અને તે આત્માનો ગુણ છે ગુણ સદાયે ઉજ્વલ હોય છે પ્રકાશને માટે શાંતિને માટે શુકલવર્ણે જ્ઞાનપદની આરાધના કરવાની છે

જ્ઞાન પદનું આરાધન કરનાર શક્તિસંપન્ન મુમુક્ષુએ એકાવનસ્વતિક ઉપર ઉજ્વલ સુંદર મોટા એકાવનમૌકિતક મુકવા ઉચિત છે આજના આચામ્લમા શુકલ ચોખા વગેરેનો ઉપયોગ કરવાનો છે જ્ઞાનપદનું આરાધન કરી, અજ્ઞાન-

મિથ્યાત્વ-મમતા દૂર કરી જ્ઞાનાંતરાય તોડી સર્વજ્ઞ બની સિદ્ધબુદ્ધ મુક્તની ભાવના કરવાની છે

**ચારિત્રપદનુ** આરાધન પણ શુદ્ધવર્ણથી થાય છે ચારિત્ર ગુણ સદા ઉજ્વલ છે સદાચાર, શુભ ક્રિયા, શુભ પ્રવૃત્તિ, અને અશુભનો ત્યાગ ઉજ્વલતા જ અર્પે છે મોહાન્ધકાર દૂર કરી ચારિત્ર રૂપી ઉજ્વલ પ્રકાશથી જ્યોતિમય બની શુદ્ધ થવાય છે શક્તિસપન્ન મુમુક્ષુ આરાધકે સીત્તેર સ્વસ્તીક ઉપર સીત્તેર ઉજ્વલમોટા મોતી મુકવા આજે પણ શ્વેતવર્ણવાળી વસ્તુ ચોખા આચામ્લમા લેવાના છે

ચરિત્ર પદના આરાધકમાં સચ્ચરિત્રની સુવાસ મ્હેકે છે, સચ્ચરિત્રની જ્યોતિ પ્રકાશે છે ચારિત્ર એ આવતા કર્મને રોધ કરનાર છે ઉજ્વલપણે શુદ્ધ ચારિત્રઆરાધી આત્મદશા પ્રકટાવી સિદ્ધબુદ્ધ મુક્ત થવાય છે

**તપપદનુ** આરાધન પણ શુકલવર્ણથી કરવાનુ છે તપથી આત્મા કર્મમેલ કાપી શુદ્ધ અને ઉજ્વલ બને છે તપથી આત્મા શુદ્ધ થાય છે માટે તપગુણની શ્વેતવર્ણે આરાધના કરવાની છે

અનેક પ્રકારે તપ કરી શુદ્ધ થનાર શક્તિસપન્ન મુમુક્ષુ જીવે પચાસ સ્વસ્તીક ઉપર પચાસ ઉજ્વલ મોટા મોતી મુકવા ઉચિત છે આજે આચામ્લમા શ્વેત વર્ણવાળા ચોખા લેવાના છે

તપ એ શોધક છે તપપદ આરાધી વીણી વીણીને કર્મમેલને કાઢી-બાળી શુદ્ધ થઈ કર્મ રહિત બની સિદ્ધ-બુદ્ધ મુકત થવાનું છે

કોઈક સ્થળે સિદ્ધચક્રના આરાધનના ૧૩૦૦૦ જાપ બતાવ્યા છે

પંચ પરમેષ્ઠિના ૧૦૮ ગુણો

| | |
|---|---|
| ૧૨ શ્રી અરહંત પ્રભુના | ૫ દર્શનના ભેદો, |
| ૮ ,, સિદ્ધ પ્રભુના | ૫ જ્ઞાનના ભેદો |
| ૩૬ ,, આચાર્ય ભગવંતના | ૧૦ શ્રમણધર્મ-ચારિત્રના ભેદો |
| ૨૫ ,, ઉપાધ્યાય ભગવંતના | ૨ તપના ભેદો |
| ૨૭ ,, સાધુ ભગવંતના | કુલ ૧૩૦ ભેદ |

(બીજે સ્થળે ચારિત્ર તથા તપના છ-છ ભેદો પણ બતાવ્યા છે)

આમ કુલ ૧૩૦ ભેદો થાય છે હવે દરેકનો સો સોનો જાપ કરવાથી-એક એક ગુણની એક એક નોકારવાળી ગણવાથી ૧૩૦ × ૧૦૦ = ૧૩૦૦૦ થાય છે

બીજે સ્થાને શ્રી સિદ્ધચક્ર મહારાજના ૩૪૬ ભેદો અને ૨૪૩ ભેદો પણ બતાવ્યા છે

| | |
|---|---|
| ૧૦૮ પંચ પરમેષ્ઠિના | ૧૦૮ પંચ પરમેષ્ઠિના |
| ૬૭ દર્શનના | ૬૭ દર્શનના |
| ૫૧ જ્ઞાનના | ૫૧ જ્ઞાનના |
| ૭૦ ચરિત્રના | ૫ ચારિત્રના |
| ૫૦ તપના | ૧૨ તપના |
| ૩૪૬ | ૨૪૩ |

આ નવે પદના જે જે ગુણો બતાવ્યા છે, અનેજે જે પદ સંભાળી ખમાસમણ આપીએ છીએ તે તે ગુણો આપણા

જીવનમા આવે, એવા ગુણવાળા થઈએ અને એવા ગુણી બની કર્મક્ષય કરી સિદ્ધબુદ્ધ મુક્ત થઈએ એ ભાવના છે

## સિધ્ધચક્ર આરાધક ભવ્ય જીવોના કર્તવ્ય

૧ શ્રી અરિહ ત પદ આરાધન કરનાર મુમુક્ષુએ, જીનેશ્વર ભગવ તના બિ બો ભરાવવા, જીર્ણોદ્ધાર, અ જનશલાકા પ્રતિષ્ઠા અ ગરચનાપૂજાઆદિ મહોત્સવો કરવા તે અરિહ ત ભક્તિ

૨ સિદ્ધપદનુ આરાધન કરનાર મુમુક્ષુએ, સિદ્ધ ભગવ-તની પ્રતિમાઓ ભરાવવી તેમની અ જનશલાકા પ્રતિષ્ઠા આગીપૂજા આદિ મહોત્સવ કરવા તે સિદ્ધભક્તિ

૩ શ્રી આચાર્યપદનું આરાધન કરનાર મુમુક્ષુએ, આચાય ભગવ તની ભક્તિ, વિનય, વૈયાવચ્ચ કરવું, દ્વાદશાવર્ત વ દન કરવું આચાર્યપદ પ્રતિષ્ઠાન, આચાર્ય ભગ વ તનો પ્રવેશ મહોત્સવ તથા અશન પાન આદિથી ભક્તિ કરવી તે

૪ ઉપાધ્યાય પદનું આરાધન કરનાર મુમુક્ષુએ ઉપાધ્યાય ભગવ તની વિનય-વૈયાવચ્ચ, ભણવા ભણાવવાના સાધનોની અનુકુળતા કરવી તથા ઉપાધ્યાયપદ પતિષ્ઠાદિ કરવાં તે

૫ સાધુપદનું આરાધન કરનાર મુમુક્ષુએ સાધુભગવ તોને વ દન-નમન-આદર-સત્કાર, સન્માન આદિ કરવાં તેમને વસતિ-અશન-પાન ઔષધ-વસ્ત્રપાત્ર આપવા તથા દીક્ષાઆપવી તથા દીક્ષા અપાવવી વગેરે કરવા

૬ દર્શનપદનું આરાધન કરનાર મુમુક્ષુએ તીર્થભક્તિ કરવી તીર્થરક્ષણમા, સઘ કાઢવામા, સાધર્મિકની સેવામા તનમન ધનથી ઉત્સાહી રહેવું રથયાત્રા મહોત્સવ તથા શાસન પ્રભાવનાના દરેક કાર્યો ઉત્સાહ અને આદરથી કરવા

૭ જ્ઞાનારાધન કરનાર મુમુક્ષુએ સિદ્ધાન્તો લખવા લખાવવા, ભણનારને સાધન આપવા, જ્ઞાનના સાધનોનું રક્ષણ કરવું જ્ઞાન અને જ્ઞાનીની ભક્તિ કરવી

૮ ચારિત્ર પદનું આરાધન કરનાર મુમુક્ષુએ વ્રતનિયમાદિ પાળવાં, વીરતિવતની ભકિત કરવી ચારિત્રનાં ઉપકરણો આપવા

૯ તપપદના આરાધક મુમુક્ષુએ તપ કરવું, તપસ્વીઓની ભકિત કરવી, પ્રભાવના કરવી તપ કરતા ઉત્સાહ વધે તેવું કરવું

શ્રી સિદ્ધચક્રના નવે પદોનુ પૃથક્ પૃથક્ મહાત્મ્ય

तोभणइगणीनरवरपत्त अरिहतपयप्पासाएण
देवपालेणरज्ज, सक्कत्त कत्तिएणावि ॥१॥

ત્યાર પછી ભગવાન ગૌતમગણધર શ્રેણિકરાજાને કહે છે કે શ્રેણીક ! શ્રી અરિહતપદના આરાધનથી દેવપાલ નામના શેઠના નોકરે રાજ્ય મેળવ્યુ, અને કાર્તિકશેઠે શક્રેંદ્રપણું પ્રાપ્ત કર્યું

सिद्धपयझायता, के के सिवसपयनसपत्ता -
सिरिपुडरीयपहत्र पउमसुणिंदाइणो लोए

શ્રી સિદ્ધભગવંતનું ધ્યાન કરતા મુનિઓમાં અગ્રેસર શ્રી પુંડરીકગણધર, પાંચેપાંડવો, તથા પદ્મમુનિ વગેરે કોણ કોણ મુક્તિ નથી પામ્યા ? અર્થાત્ આ પદનું આરાધન કરી અનેક જીવો મુક્તિ પહોચ્યા છે

नाहियवायसमज्जिय-पावभरोविहुपएसिनरनाहे।
जपावइसुररिद्धिं, आयरियप्पयप्पसाओसो.

(પ્રથમ) નાસ્તિક મતથી ઘણો જ એકઠો કર્યો છે પાપ-સમુહ જેણે એવો પરદેશી રાજા આચાર્ય ભગવંતના ચરણ પ્રતાપે દેવલોકની ઋદ્ધિ પામ્યો છે,

लहुय पिगुरवइट्ठ, आराहतेहिंवपरमज्झाय
पत्तोमुसाहुवाओ सीसेहिंसीहगिरीगुरुणो

ગુરૂ આજ્ઞાથી વયથીન્હાનાપણ વજસ્વામિજી ઉપાધ્યાય વાચનાચાર્યની આરાધના કરવાથી સિંહગિરીજી મહારાજના શિષ્યો સાધુવાદ પામ્યા

साहुपयविराहणया आराहणयाय दुक्खमुक्खाइ
रुप्पिणीरोहिणीजीवेहिं किंनहुपत्ताइगुरुयाइ

સાધુપદની વિરાધનાથી રૂપ્પીણી દુ ખ ન્હોતીપામી ? અને સાધુપદની આરાધનાથી રોહીણીના જીવે મહાન સુખ પ્રાપ્ત ન્હોતું કર્યું ? અર્થાત્ સાધુપદની વિરાધનાથી દુ ખ અને આરાધનાથી સુખ પ્રાપ્ત થાય છે

दसणपयविसुद्ध परिपालतीइ निच्चलमणाए
नारीइविम्लसाए जिणराओकुणइसुपसस

